૨૩૮-૧૧

શ્રી તપાગચ્છીય ગુરૂણીજી મહારાજ શ્રી દેવશ્રીજીની શિષ્યા સાધ્વીજી શ્રી સૌભાગ્યશ્રીજીના સદુપદેશથી

# શ્રી મહાવીર સ્તુતિ ગર્ભિત શ્રીસમ્ય ત્વવિચાર સ્તવન–અર્થ સહિત.

પ્રસિદ્ધ કરનાર—શ્રી ખંભાત શ્રાવિકા શાળા.



વીર સં. ૨૪૫૪. | વિક્રમ સંવત ૧૯૮૪.

આવૃત્તિ ૧ લી. | પ્રત ૨૦૦૦ | કિંમત રૂ. ૦-૪-૦.

॥ श्री जिनेन्द्राय नमः ॥

# श्री सम्यक्त्वविचार स्तवन

॥ कर्त्ता—श्री न्यायसागरजी ॥

( અર્થ લખનાર-પંડિત ચંદુલાલ નાનચંદ—સિનોર. )

॥ दुहा ॥ (પીઠીકા)

प्रणमी पद जिनवर तणा, जे जगने अनुकूल । जास पसाये में लह्युं, समकित रयण अमूल ॥१॥
ते जिम वीरे उपादेश्युं, पर्षदा मांहि अनूप । तिम हुं वर्णवीश हवे, समकित शुद्ध स्वरूप ॥ २ ॥

અર્થ:—જગતના જીવોને અનુકૂલ ( સુખ આપનારાં ) એવાં શ્રીજીનેશ્વરનાં ચરણોને નમસ્કાર કરીને કે જે શ્રીજીનેન્દ્રચરણના પસાયથી ( પ્રસાદથી) મેં સમ્યક્ત્વ રૂપી અમૂલ્ય રત્ન પ્રાપ્ત કર્યું છે, ... [illegible] જ તે અનુપમ એવા સમ્યક્ત્વ

રત્નનો શ્રી વીર પ્રભુએ બાર પર્ષદામાં જે રીતે ઉપદેશ કર્યો છે, (એટલે સમ્યકત્વનું સ્વરૂપ જે રીતે કહ્યું છે) તે રીતેજ હવે સમ્યક્ત્વનું શુદ્ધ-સત્ય સ્વરૂપ હું વર્ણવીશ-કહીશ. ( પરન્તુ મારી કલ્પના પ્રમાણે નહિં ). ॥ ૨ ॥

॥ ઢાલ ૧ લી ॥ (સમ્યક્ત્વના ભેદ )

( ભવિકા સિદ્ધચક્ર પદ વંદો—એ દેશી )

**इगविध दुविध त्रिविध चउविध वली, पणविध दशविध जाणो ।**
**ए समकित शिवतरु-ं बीजक, संप्रति परि मन आणो रे ॥ प्राणी समकित शुद्ध आराधो ॥**
**जिम शिव मारग साधोरे ॥ प्राणी समकित० ॥ १ ॥ ए आंकणी ॥**

અર્થઃ—સમ્યક્ત્વ ૧ પ્રકારનું, ૨ પ્રકારનું, ૩ પ્રકારનું, ૪ પ્રકારનું, ૫ પ્રકારનું અને ૧૦ પ્રકારનું પણ છે એમ જાણવું, તેમજ એ સમ્યકત્વ મોક્ષરૂપી વૃક્ષના બીજ સમાન છે, માટે સં[૧]પ્રતિ રાજાની પેઠે સમ્યક્ત્વ રત્નને પોતાના હૃદયમાં

---

૧ પૂર્વભવમાં રંકવૃત્તિથી આજીવિકા કરનાર ભિક્ષુક કેવળ ઉદરપૂર્તિ માટે શ્રીઆર્યસુહસ્તિ ગુરૂપાસે લીધેલા ચારિત્રના પ્રભાવથી બીજા ભવમાં સંપ્રતિ રાજા થયો, જેણે પૂર્વભવના ગુરૂને દેખી જાતિસ્મરણ જ્ઞાન પામી સમ્યગ્દ્રષ્ટિ થઇ સવાલાખ જીનચૈત્ય બંધાવી સવાક્રોડ શ્રીજીનેન્દ્ર પ્રતિમાઓ ભરાવી, જેમાંની ઘણી જીનેન્દ્રપ્રતિમાઓ અદ્યાપિ પર્યન્ત સ્થળે સ્થળે વિદ્યમાન છે. તથા અનાર્યદેશમાં પણ મુનિવિહારનો પ્રચાર થાય તેવો સત્પ્રયત્ન કર્યો હતો ઇત્યાદિ સમ્યક્ત્વની અનેક કરણીઓ માટે શ્રી સંપ્રતિરાજાનું દ્રષ્ટાન્ત અતિ પ્રસિદ્ધ છે, તેનો વિસ્તાર ગ્રન્થાન્તરથી જાણવો.

સ્થાપવું । હે પ્રાણી ! સમ્યક્ત્વનું શુદ્ધ વિધિએ આરાધન કરો, કે જેથી મોક્ષનો [2]માર્ગ અવશ્ય સાધો-મેળવો. ॥ ૧ ॥ હવે તે ૧-૨-૩-૪-૫-૧૦ પ્રકારનું સમ્યક્ત્વ કેવી રીતે તે આગળની ગાથાઓમાં દર્શાવાય છે—

( ૧—૨ પ્રકારનું સમ્યક્ત્વ )

इगविध तुज आणारुचि दुविहा, द्रव्य भावथी कहिये ।
निश्चय ने व्यवहारे अथवा, समकित दुविध सद्दहियेरे ॥ प्रा० ॥ २ ॥

અર્થ:—आज्ञारुची એટલે તારી આજ્ઞા ઉપર પ્રીતિભાવ તે એક પ્રકારનું સમ્યક્ત્વ છે. અને ( દુવિહા એટલે ) ૨ પ્રકારનું સમ્યક્ત્વ તે द्रव्य सम्य० અને भावसम्य० એમ ૨ પ્રકારનું છે. અથવા निश्चय सम्य० તથા व्यवहार सम्य० એમ ૨ પ્રકારનું સમ્યક્ત્વ છે, તેની શ્રદ્ધા કરીએ. ॥ ૨ ॥ ( હવે દ્રવ્ય સમ્યક્ત્વ અને ભાવ સમ્ય૦ નો અર્થ કહે છે— )

सद्दहणा सूधी तुज आगम, परमारथ नवि जाणे,
समकित द्रव्यथकी तस कहीये, भावथी तत्त्व वखाणेरे ॥ प्रा० ॥ ३ ॥
मिथ्या पुद्गल शुद्धनुं वेदन, समकित द्रव्य कहावे ।
भावथी तत्त्वरुची पण तिमहिज, तत्त्वरुचि परि भावेरे ॥ प्रा० ॥ ४ ॥

અર્થ—જે જીવ તારા આગમનો પરમાર્થ ( જીનેન્દ્ર માર્ગનું રહસ્ય ) જાણતો નથી, પરન્તુ હે જીનેન્દ્ર તારા આગ-

।२॥ મની ( સિદ્ધાન્તની અથવા માર્ગની ) શ્રદ્ધા જો શુદ્ધ છે, તો તેવા જીવનું સમ્યક્ત્વ તે द्रव्य सम्य० કહેવાય, અને જે જીવ ( તત્વ વખાણે= ) તત્ત્વને જાણે છે, ઓળખે છે, તેવા જીવને भाव सम्य० કહેવું. ॥ ૩ ॥ અથવા મિથ્યાત્વનાં શુદ્ધ થયેલાં પુદ્ગલોનો ( એટલે સમ્યક્ત્વ મોહનીય કર્મનો ) ઉદય તે द्रव्य सम्य० કહેવાય, અને તેજ સમ્ય૦ મોહનીય કર્મના ઉદયથી પ્રગટ થયેલો જે તત્વરૂચિ પરિણામ તે પણ તેવીજ રીતે તત્ત્વરૂચિના ઉત્તમ ભાવવડે ( ભાવથી એટલે ) भाव सम्य० કહેવાય. ॥ ૪ ॥

पुद्गल रुपी अरूपी अपुद्गल, ए पण द्विविध तुं देखे ।
क्षायोपशमिक वेदक पुद्गल, शेष अपुद्गल लेखेरे ॥ प्रा० ॥ ५॥
निश्चय समकित शुभ आतमनो, ज्ञानादिक परिणाम।
अथवा आतम समकित कहीए, गुण गुणी भेद न गम रे ॥ प्रा० ॥ ६ ॥
मिथ्याद्रष्टि तणी संस्तवना, त्यागादिक व्यवहार ।
वलीय निसर्ग अपर अधिगमथी, बिहु भेदे निरधाररे ॥ प्रा० ॥ ७ ॥

અર્થ:—તથા રૂપી સમકિત એટલે પૌદ્ગલિક સમ્યક્ત્વ, અને અરૂપી સમકિત તે અપૌદ્ગલિક સમ્યક્ત્વ, એ રીતે ॥२॥

પણ સમ્યક્ત્વ ૨ પ્રકારનું જાણવું. ત્યાં [1]ક્ષયોપશમ અને [2]વેદક સમ્યક્ત્વ પુદ્ગલ સમ્ય૦ છે, અને શેષ ઉપશમ[3] આદિ સમ્યક્ત્વના ભેદ તે અપુદ્ગલ સમ્ય૦ છે, એમ જાણવું. ॥ ૫ ॥

તથા આત્માનો જ્ઞાના[4]દિક શુભ પરિણામ તે નિશ્ચય સમ્ય૦ અથવા આત્મા પોતે પણ નિશ્ચય સમ્યક્ત્વ કહેવાય, અહિં આત્માનો નિશ્ચય સમ્યક્ત્વરૂપ પરિણામ તે ગુણ છે અને આત્મા પોતે ગુણી છે, તે ગુણ અને ગુણી એ બેમાં ભેદ (ન ગમ) નથી એમ જાણીએ ત્યારે આત્મા પોતે પણ નિશ્ચય સમ્યક્ત્વ કહેવાય. ॥ ૬ ॥ અને મિથ્યાદ્રષ્ટિ દેવ ગુરૂ ધર્મ અને ધર્મીઓની પ્રશંસા-સ્તુતિનો ત્યાગ તથા મિથ્યાદ્રષ્ટિ દેવાદિકને[5] વંદનાદિ વ્યવહારનો ત્યાગ કરવો એ સર્વ સમ્યક્ત્વનો વ્યવહાર તે વ્યવહાર સમ્ય૦ કહેવાય.

તથા એક નિસર્ગ અને (અપર એટલે) બીજું અધિગમ એ રીતે પણ ૨ પ્રકારનું સમ્યક્ત્વ (નિરધાર-) જાણવું, ॥ ૭ ॥ (તે નિસર્ગ સમ્ય૦ અને અધિગમ સમ્ય૦ નું સ્વરૂપ કહે છે—)

નિસર્ગ અને અધિગમ સમ્ય૦નાં દૃષ્ટાન્ત.

**जिम कोइ मारग भूलो पंथी, भमतो मारग आवे ।**
**कोइक उपदेशादिक योगे, कोइक माग न पावेरे॥प्रा०॥८॥**

---

૧-૨ એ બે સમ્યક્ત્વ સમ્ય૦મોહનીય પુંજના ઉદયથી થાય છે, માટે પૌદ્ગલિક છે.
૩ ઉપશમ તથા ક્ષાયિક સમ્યક્ત્વમાં દર્શનમોહનીયના પુંજનો ઉદય નથી માટે એ ૨ અપૌદ્ગલિક છે.
૪ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ શુભ પરિણામ.
૫ મિથ્યાદ્રષ્ટિ દેવાદિકનો ત્યાગ અને જીનેન્દ્ર દેવાદિકનો આદર-ગ્રહણ ઇત્યાદિ સમ્યક્ત્વની કરણીઓ તે પણ વ્યવહાર સમ્યક્ત્વ છે.

ज्वर पण सहजे औषधयोगे, जाये एक न जाय।
मारग ज्वर द्रष्टान्ते समकित, इणिपरे द्विविधे थाय रे ॥ प्रा० ॥ ९ ॥
जातिस्मरण प्रमुख थकी जे, तास निसर्ग विचारो।
गुरु उपदेशादिकथी आव्युं, ते अधिगम चित्त धारोरे ॥ प्रा० ॥ १० ॥

અર્થઃ—જેમ માર્ગમાં ભૂલો પડેલો કોઇ મુસાફર આમ તેમ ભટકતો ભટકતો સહજમાં ( કોઇએ માર્ગ દેખાડયા વિના પણ ) ખરા માર્ગે આવી ચઢે છે, તેમ કોઇ જીવ સંસારમાં રખડતાં રખડતાં કોઇ વખત ભવ્યત્વના પરિપાકથી કર્મનિર્જરા થતાં સહેજે પોતાની મેળેજ (કોઈના ઉપદેશ વિના પણ) ખરો ધર્મ પામે છે તે **निसर्ग सम्यक्त्व** કહેવાય, અને કોઈક જીવ બીજાના ઉપદેશ વિગેરેથી ધર્મમાર્ગ પામે છે તો તે **अधिगम सम्यक्त्व** કહેવાય, અને કેટલાક જીવો તો સ્વાભાવિક રીતે તેમજ ઉપદેશથી પણ ( માગ એટલે ) ધર્મમાર્ગ પામતા નથી. ॥ ૮ ॥ અથવા મનુષ્યને જ્વર (તાવ–બુખાર) આવે છે, તેમાં પણ કોઇક જ્વર ઔષધના પ્રયોગથીજ ઉતરે છે, અને કોઇ તાવ તો ઔષધના પ્રયોગથી પણ ઉતરતો નથી તેવી રીતે મિથ્યાત્વરૂપી જ્વર કોઇકને સ્વભાવથી ઉતરી જાય છે તો તે નિસર્ગ સમ્યક્ત્વ કહેવાય છે, અને કોઇકને ઉપદેશાદિક રૂપી ઔષધથી ઉતરે છે તો તે અધિગમ સમ્યક્ત્વ કહેવાય છે, અને કોઈકને મિથ્યાત્વરૂપી જ્વર કોઈ પણ ઉપાયે ઉતરતો પણ નથી. એ પ્રમાણે માર્ગમાં ભૂલા પડેલા પંથીના દ્રષ્ટાન્તથી, તથા જ્વરના દ્રષ્ટાન્તથી સમ્યક્ત્વ ( નિસર્ગ અને અધિગમ એમ ) ૨ પ્રકારનું છે ॥ ૯ ॥

અથવા જાતિસ્મરણાદિકથી જે સમ્યક્ત્વ થાય તે નિસર્ગ સમ્યક્ત્વ જાણવું, અને ગુરૂ મહારાજના ઉપદેશ વિગેરેથી પ્રાપ્ત થયેલું તે અધિગમ સમ્યક્ત્વ છે એમ હે ભવ્ય જીવો ! સમ્યક્ત્વના ૨ ભેદ તમારા ચિત્તમાં વિચારો ॥ ૧૦ ॥

( ૩ પ્રકારનું સમ્યક્ત્વ. )

कारक रोचक दीपक भेदे, त्रिविधे पण ए भाख्युं ।
अथवा उपशम क्षायोपशमिक, क्षायिक भेदे दाख्युं रे ॥ प्रा० ॥ ११ ॥
तें जिम भाख्युं ते तिम कीधुं, ते कारक तस खास ।
तुज धर्मोप[illegible] रुचिथी रोचक, नहिं किरिया अभ्यास रे ॥ प्रा० ॥ १२ ॥
मिथ्याद्रष्टि थको पण पोते, धर्मकथादिक सारे ।
दीपकपरे परने दीपावे, ते दीपक उपचारे रे ॥ प्रा० ॥ १३ ॥
ते समकित जिम फरस्युं जीवे, तिम तुज आगल दाखुं ।
तुज आगम नय न्याय शुद्धोदधि, परमार्थ रस जिम चाखुं रे ॥ प्रा० ॥ १४ ॥

અર્થ:-વળી તે સમ્યક્ત્વ કારક-રોચક-અને દીપક એમ ૩ પ્રકારે પણ કહયું છે. અથવા ઉપશમ-ક્ષયોપશમ અનેક્ષાયિક એ રીતે પણ ૩ પ્રકારનું કહ્યું છે ॥૨૧॥ ત્યાં હે જીનેન્દ્ર તેં જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે કરવું તે તેવા જીવને ખાસ-અવશ્ય કારક સમ્યક્ત્વ કહેવાય, તથા તારા ધર્મ ઉપર રૂચિભાવ હોય પરન્તુ ક્રિયાનો અભ્યાસ ન હોય (એટલે ક્રિયા રહિત રૂચિમાત્ર વાળું) તે રોચક સમ્યક્ત્વ કહેવાય ॥૨૨॥ તથા પોતે મિથ્યાદ્રષ્ટિ હોય તોપણ ધર્મકથા વિગેરે ધર્મોપદેશ યથાર્થ રીતે કરે કેજેથી બીજા જીવો સમ્યક્ત્વ પામે તો તેવો મિથ્યાદ્રિષ્ટ જીવ દીપક-દીવા સરખો તે બીજાને દીપાવે છે (એટલે બીજાને શુદ્ધ ધર્મમાર્ગ ઓળખાવે છે) તેથી ઉપચારથી[1] તે મિથ્યાદ્રષ્ટિ જીવનું દીપક સમ્યક્ત્વ કહેવાય. ॥ ૧૩ ॥ હવે બીજું ત્રણ પ્રકારનું (ઉપશમ આદિ) સમ્યક્ત્વ જીવ જે રીતે સ્પર્શે-પામે છે તે રીતિ હે જીનેન્દ્ર હું તારી આગળ (ત્હારી સ્તુતિરૂપે) કહું છું કે જેથી તારા આગમના નય અને ન્યાયરૂપી શુદ્ધ સમુદ્રમાં-સાગરમાં રહેલા પરમાર્થરૂપી રસનો આસ્વાદ ચાખું ॥ ૧૪ ॥ (આ ગાથામાં "ન્યાયશુદ્ધોદધિ" એ શબ્દથી કર્તાએ પોતાનું ન્યાયસાગર નામ સૂચવ્યું છે).

॥ ઢાલ ૨ જી. ॥ (સમ્યક્ત્વ પ્રાપ્ત થવા પહેલાંની દશા) ભવચક્રનાં દુઃખ

દેવ તુજ સિદ્ધાન્ત મીઠો ॥ એ અનુસારે દેશી ॥

वीर जिणेसर साहिब सुणजो, निज सेवक अरदासरे।

दीन दयाकर ठाकुर आयो, तुम्ह चरणे मुज वासरे ॥ वी० ॥ १ ॥

---

૧ સમ્યક્ત્વ નથી છતાં અપેક્ષાએ સમ્યક્ત્વ (દીપક દ્રષ્ટિને) કહેવું તે ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય.

लोकाकाशि रह्यो अविनाश। भव अनादि अनन्तरे।
ए भवचक्र तणां दुःख बहुलां, भोगविया भगवंत रे ॥ वी० ॥ २ ॥

सूक्ष्म निगोद् वस्यो छे हुं स्वामी, अनादिवणस्सइ नामरे।
तिहां में कीध अनंता पुद्गल—परावर्त्त विण आधारे ॥ वी० ॥ ३ ॥

अव्यवहार राशि इम वसियो, काल अनंता भोगे रे।
कर्मपरिणाम नृपति आदेशे, तादृश भव्यता योगेरे ॥ वी० ॥ ४ ॥

तिहा एकण श्वासोसासमें कीधा, भव सत्तर झाझेरारे।
ए दुःख तुज विण कुण छोडावे, स्वामी मुज भव फेरारे ॥ वी० ॥ ५ ॥

અર્થ:—હે શ્રી વીરજીનેશ્વર સાહિબ-સ્વામી! તમારા સેવકની અરજી સાંભળો. હે દીનની દયા કરનારા સ્વામી! મને તમારા ચરણમાં નિવાસ આપો ॥૧॥ હે અવિનાશી! હું આ લોકાકાશમાં અનાદિ અનન્ત કાળ સુધી ભવમાં-સંસારમાં વસ્યો, અને હે ભગવંત! એ ભવચક્રનાં ઘણાં ઘણાં દુઃખ મેં સહન કર્યાં—ભોગવ્યાં ॥ ૨ ॥ હે સ્વામી! જેનું નામ અનાદિ વનસ્પતિ એટલે અનાદિ નિગોદ છે, એવી સૂક્ષ્મ નિગોદમાં હું અનાદિ કાળથી રહ્યો છું, અને ત્યાં હે સ્વામી!

||५|| તમારા (તમારી સેવા) વિના મેં અનન્ત પુદ્‌ગલ પરાવર્ત્ત કર્યાં છે (એટલે અવ્યવહાર રાશિમાં હું અનન્ત પુદ્‌ગલપરાવર્ત્ત જેટલા ઘણા અનન્ત કાળ સુધી રખડયો છું) ॥ ૩ ॥ એ પ્રમાણે કર્મ પરિણામ રાજાના આદેશથી (કર્મની પ્રબલતાથી) અને તેવા પ્રકારની ભવ્ય પરિણતિના (ભવિતવ્યતાના અથવા ભવ્યત્વના) યોગે અનન્તાનન્ત કાળના ભોગે (અનન્ત કાળ વ્યતીત થતા સુધી) તે અવ્યવહાર રાશિમાં (એટલે અનાદિ સૂક્ષ્મનિગોદમાં) રહ્યો છું. ॥ ૪ ॥ તે સૂ૦ નિગોદમાં રહીને મેં એક શ્વાસોચ્છ્‌વાસમાં ૧૭ થી પણ અધિક (લગભગ ૧૭ાા જેટલા) ભવ કર્યાં છે, તો હે સ્વામી! તારા વિના એ નિગોદનાં દુઃખ તથા મારા આ ભવચક્રના ફેરા કોણ છોડાવે! ॥ ૫ ॥

व्यवहार राशि लइ उत्कर्षे, काल अनंत अनंतोरे ।
स्थूल निगोद ने पृथ्वी पाणी, तेज अनिल त्रसजंतोरे ॥ वी० ॥ ६ ॥
तिहां पण हुं वसियो तुम पाखे, मिथ्या मतने जोरेरे ।
हरिहर देव करी में मान्या, तुं न चड्यो मन मोरेरे ॥ वी० ॥ ७ ॥
तिण में छेदन भेदन ताडन, भूख तृषा गुरु भाररे ।
गर्भवास ने जन्म जरा दुःख, भोगवीयां निरधाररे ॥ वी० ॥ ८ ॥ ||५||

અર્થઃ—( પૂર્વે કહ્યા પ્રમાણે અનાદિ કાળથી અવ્યવહાર રાશિમાં ભટકી ભટકીને ત્યાર બાદ ) વ્યવહાર રાશિ પામ્યો, ત્યાં પણ ઉત્કૃષ્ટથી અનંતકાળ સુધી બાદર નિગોદમાં ( બાદર સાધારણ વનસ્પતિમાં ) પૃથ્વીકાયમાં, અપ્‌કાયમાં, અગ્નિકાયમાં, વાયુકાયમાં અને દ્વીન્દ્રિયાદિથી પંચેન્દ્રિય સુધીની ત્રસકાયમાં રખડયો ॥ ૬ ॥ એ પ્રમાણે હે પ્રભુ ! તમારા વિના ( તમારી સેવા વિના ) તે વ્યવહારરાશિમાં પણ હું અનન્તકાળ સુધી રહ્યો, તેમજ તે વ્યવહાર રાશિમાં ત્રસકાયને વિષે આપની સેવા વિના મિથ્યાત્વ મતના જોર વડે વિષ્ણુ મહાદેવ ઈત્યાદિ સંસારી દેવોને મેં દેવ સ્વરૂપ માન્યા, પરન્તુ તે વખતે હે પ્રભુ ! મારા મનમાં તું ન આવ્યો ॥ ૭ ॥ અને મારા મનમાં તું ન આવવાથી મેં ( પૃથ્વ્યાદિના ભવોમાં અને ત્રસકાયના બળદ વિગેરે ભવોમાં ) અનેક વાર છેદન-ભેદન-તાડના-ભૂખ-તરસ ઘણો ભાર વહેવો-અનેક ગર્ભ વાસ જન્મ અને વૃદ્ધાવસ્થા ઇત્યાદિ ઘણાં દુઃખો મેં નકકી ભોગવ્યાં છે ॥ ૮ ॥

( કરણ પ્રાપ્તિનો નિકટ સમય )

इम चउगइ भवनां दुःख फरसी, वार अनंत अनाणीरे।
पाला द्रष्टान्ते इक पुग्गल-परावर्त स्थिति आणीरे ॥ वी० ॥ ९ ॥
भव्यपणादिकने परिपाके, गिरिसरिदुपल न्यायेरे।
अध्यवसायविशेष करण जे अनाभोगथी थाये रे ॥ वी० ॥ १० ॥

અર્થઃ—એ પ્રમાણે ચારે ગતિના ભવનાં દુઃખ મિથ્યાત્વપણામાં-અજ્ઞાનપણામાં અનંતવાર સ્પર્શીને-ભોગવીને

પલ્યના[1] દ્રષ્ટાન્તે આ સંસારચક્રની ૧ પુદ્ગલપરાવર્ત્ત જેટલી સ્થિતિ મેં બાકી રાખી ( અર્થાત્ મારા સંસાર ભ્રમણનો છેલ્લો ૧ પુદ્ગલપરાવર્ત્ત બાકી રહ્યો. ) ॥૯॥ તે વખતે ભવ્યત્વાદિકના પરિપાકથી (ભવ્યત્વની સ્થિતિ પરિપક્વ થવાથી) ગિરિસરિત્ ઉપલના ( પર્વતની નદીના પાષાણના[2] ) ન્યાય[3] વડે અનાભોગ પણે ( પોતાના લક્ષ્યમાં ન આવે એવી રીતે સ્થૂલ ઉપયોગ રહિત પણે ) જીવના અધ્યવસાયવિશેષ રૂપ ત્રણ ( યથાપ્રવૃત્ત આદિ ) કરણ પ્રાપ્ત થાય છે ॥ ૧૦ ॥

( યથાપ્રવૃત્ત આદિ ૩ કરણનું સ્વરૂપ )

## ते त्रिविधे भाख्युं तिहां पहेलुं, यथाप्रवृत्त वली बीजुं रे।

---

૧ **पल्य** એટલે વાંસની ચીપોનો બનાવેલો ધાન્ય ભરવાનો કોઠાર. તે પલ્યમાં જેમ થોડું થોડું ધાન્ય ભરતા જાય અને ઘણું ઘણું ધાન્ય કાઢતા જાય તો અલ્પકાળમાં તે પલ્ય ખાલી થઇ જાય, તેમ જીવ પણ અનાભોગથી ઘણા પ્રાચીન કર્મને નિર્જરતો અને અલ્પ અલ્પ નવીન કર્મ બાંધતો છતો ૧ પુદ્ગલપરાવર્ત્ત જેટલો ( અને તેથી પણ અલ્પ ) સંસાર બાકી રાખે છે. આ વખતે જીવને માર્ગાનુસારિપણું પ્રાપ્ત થાય છે. ત્યારબાદ ભવ્ય સ્થિતિ પરિપક્વ થતાં ગિરિનદીના પાષાણના ન્યાયે ૧ કોડાકોડિ સાગરોપમમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન એટલો સંસાર બાકી રહે ત્યારે યથાપ્રવૃત્ત કરણ કરવા પૂર્વક ગ્રંથિભેદની સન્મુખ થાય છે.

૨ પર્વત ઉપરથી પડતી નદીના ધોધના ઘસારાથી ધોધમાં આવેલા પત્થરો જેમ ( કારીગરે ઘડયા વિના જ ) જૂદા જૂદા આકાર વાળા બને છે તેમ ગુરૂ આદિકના ઉપદેશ વિના કર્મક્ષય કરવાનો ઉદ્યમ કર્યા વિના પણ ઘણા કાળથી કર્મ ભોગવતાં ભોગવતાં કેટલાક જીવો સહજે અલ્પકર્મી અને અલ્પ સસારી થઇ જાય છે તે **गिरि सरित् उपल** ( પર્વતની નદીના પાષાણનો ) ન્યાય કહેવાય.

૩ અહિં સમ્યક્ત્વાદિ ગુણપ્રાપ્તિમાં **पल्य-गिरिनदीपाषाण-कीडी-पुरुष-पंथी-ज्वर कोद्रव-जल-वस्त्र** એ ૯ દ્રષ્ટાન્ત શ્રી વિશેષાવશ્યકમાં સવિસ્તર કહ્યાં છે.

करण अपूर्व नामे कहीए, अनिवृत्तिकरण ते त्रीजुंरे ॥ वी० ॥ ११ ॥
यथाप्रवृत्त करणे आयु विण, सात कर्म करी खीणरे।
कोडाकोडि सागर इग पल्यनो, असंख्यभाग तिणे हीण रे ॥ वी० ॥ १२ ॥
इहां कर्कश निविड गुपिल जिम ग्रंथि-भेदन दुक्कर कामरे।
कर्मपरिणाम जनित घन जीवनो, रागद्वेष परिणामरे ॥ वी० ॥ १३ ॥

**અર્થ**:—તે અધ્યવસાય રૂપ **કરણ** ૩ પ્રકારે કહ્યું છે, તેમાં પહેલું **यथाप्रवृत्त करण**, અને બીજું **अपूर्व करण** નામે તથા ત્રીજું **अनिवृत्ति करण** નામનું કરણ છે. ॥ ૧૧ ॥ ત્યાં યથાપ્રવૃત્ત કરણ વડે આયુષ્ય સિવાયનાં ૭ કર્મોની સ્થિતિનો ક્ષય કરી ૧ કોડાકોડિ સાગરોપમ અને તેમાંથી પણ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હીન-ન્યૂન (એટલે પલ્યાસંખ્યેય ભાગ ન્યૂન ૧ કો. કો. સાગરો.) એટલી સ્થિતિ બાકી રાખે છે. ॥ ૧૨ ॥ (અને તે દેશોન ૧ કો૦ કો૦ સાગરો૦ સ્થિતિ બાકી રહ્યે જીવ ગ્રંથિભેદ કરવા સન્મુખ થાય છે. ત્યાં ગ્રંથિ એટલું શું ? તેનો અર્થ કહે છે) અહિં પૂર્વોક્ત કર્મ સ્થિતિ બાકી રહેતાં કર્કશ[1] નિબિડ[2] અને ગુપિલ[3] એવી વાંસની અથવા કાષ્ટની ગ્રંથ-ગાંઠ જેમ ભેદવી અતિ દુષ્કર કાર્યવાળી છે, તેમ કર્મપરિણામથી ઉત્પન્ન થયેલો જીવનો ઘન (અતિ કઠોર-ઉગ્ર) એવો રાગ દ્વેષ રૂપ પરિણામ તે ગ્રંથિ, અને તે

---

૧ અતિ કઠોર. ૨ ગૂઢ. ૩ અતિવક્રતાવાળી તેમજ કોઇ પણ રીતે આંટા ઉકેલવા અશક્ય તે ગુપિલ કહેવાય.

ગ્રંથિ ભેદવી (એટલે ઘન રાગ દ્વેષ પરિણામને અલ્પ કરવો) તે અતિશય દુષ્કર કાર્ય છે. એવી પણ ગ્રંથિને ભેદવા માટે આ જીવ ( યથાપ્રવૃત્ત કરણમાં આવીનેજ ) તત્પર થાય છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥

( ગ્રંથિનો વિચાર. )

तेे ग्रंथि नवि भेदी जीवे, पहिले इण संसाररे ।
वार अनंत अभव्य पण आवे, ग्रंथि लगे निरधाररे ॥ वी० ॥ १४ ॥
भव्य अभव्य रहे तिहां ग्रंथि, संख्य असंख्यो कालरे ।
अरिहंतादिकनी ऋद्धि देखी, संयमने उज[illegible]ालरे ॥ वी० ॥ १५ ॥
तिहां लहे श्रुत सामायिक द्रव्ये, शेष लाभ नहि तासरे।
तिहांथी ग्रैवे[illegible]क पण जावे, पण नहि शिव[illegible]र वासरे ॥ वी० ॥ १६ ॥

---

૧ અર્થાત્ પ્રથમ અનાદિ યથાપ્રવૃત્ત કરણવડે દેશોન ૧ કો. કો. સાગરોપમ સ્થિતિ કરે છે, ત્યાર બાદ વિશિષ્ટ યથાપ્રવૃત્ત કરણ અન્તર્મુ૦ પ્રમાણનું કરે છે, અને તે સમાપ્ત થતાં બીજા અપૂર્વકરણમાં અન્તર્મુ૦ સુધી વર્તતો જીવ ગ્રંથિ ભેદવારૂપ ક્રિયા કરે છે, અને અપૂર્વ કરણ સમાપ્ત થયે ગ્રંથિભેદ પણ સંપૂર્ણ થાય છે, ત્યાર બાદ ત્રીજું અનિવૃત્તિકરણ પ્રાપ્ત થાય છે.

અર્થઃ—તે ઘન રાગદ્વેષ પરિણામરૂપ ગ્રંથિને ( ભાવગ્રંથિને ) આ જીવે સંસારમાં પહેલાં કોઇપણ વખતે ભેદી નથી, વળી અભવ્ય જીવ તો આ ગ્રંથિ પાસે અનંતી વાર આવે છે ( એટલે અનંતી વાર યથાપ્રવૃત્ત કરણ કરે છે, પરન્તુ અપૂર્વ કરણ પામી ગ્રંથિભેદ કરતો નથી ). ॥ ૧૪ ॥ પુનઃ ગ્રંથિ પાસે આવેલો ભવ્ય તથા અભવ્ય જીવ સંખ્યાતકાળ[1] સુધી ગ્રંથિ પાસે રહે છે, અથવા અસંખ્ય[2] કાળ સુધી પણ રહે છે, તેમજ અભવ્ય જીવ અરિહંતાદિકની ( તીર્થંકર–ગણધર ઇન્દ્ર–ચક્રવર્તિ વગેરેની ) ઋદ્ધિ દેખી " અહો ધર્મનો આવો પ્રભાવ છે જેથી આવી પૂજા પ્રતિષ્ઠા રાજ્ય ઇન્દ્રત્વાદિ પ્રાપ્ત થાય છે " એવી બુદ્ધિ ઉત્પન્ન થતાં યથાપ્રવૃત્તરૂપ વિશુદ્ધ અધ્યવસાય પામી ગ્રંથિ પાસે આવી ચારિત્ર લેવાને પણ તત્પર થઈ દ્રવ્ય ચારિત્ર અંગીકાર કરે છે ॥૧૫॥ ત્યાં ( ગ્રંથિ પાસે આવેલા ) એ અભવ્ય જીવને દ્રવ્યથી જ શ્રુત[3] સામાયિકનો લાભ પ્રાપ્ત થાય છે, પરન્તુ શેષ ૩ સામાયિકનો ( સમ્યક્ત્વ–દેશવિરતિ–સર્વવિરતિ–એ ૩ સામાયિકનો ) લાભ મળતો નથી. વળી તે ગ્રંથ નજીકથી ( એટલે દ્રવ્ય ચારિત્ર પામી જૈની ક્રિયાના બળથી યથાપ્રવૃત્ત કરણના વિશુદ્ધ પરિણામવડે તે અભવ્ય જીવ ) નવમા ગ્રૈવેયક સુધી પણ જાય છે, પરન્તુ મોક્ષ નગરમાં તેનો વાસ થતો નથી ( કારણ કે ગ્રંથિભેદ થયો નથી ) ॥ ૧૬ ॥

---

૧–૨ અર્થાત્ સંખ્યાત વા અસંખ્યાત કાળ સુધી ૭ કર્મોની દીર્ઘ સ્થિતિ ન બાંધે, તેમજ અપૂર્ણ ૧૦ પૂર્વ સુધી દ્રવ્ય શ્રુતજ્ઞાનનો તથા દ્રવ્ય ચારિત્રનો લાભ પામી અનેક વાર સદ્ગતિ પામે, ત્યાર બાદ ભવ્યજીવ સમ્યક્ત્વ પામે, અને અભવ્ય જીવ કર્મની દીર્ઘ સ્થિતિ બાંધી સંસાર પરિભ્રમણ કરે છે.

૩ અભવ્યને અગિઆર અંગ અને બારમા અંગના ૯ પૂર્વ સુધીનું જ્ઞાન સમ્યક્ત્વ રહિત પ્રાપ્ત થવાથી દ્રવ્ય શ્રુતસામાયિકનો લાભ ગણાય છે.

( અપૂર્વકરણમાં ગ્રંથિ ભેદવાનું સ્વરૂપ )

कोइक भव्य महातम तेमां, जेहने भवनो पार रे।
निशित कुठार धारे जिम तत्क्षण, भेदे बल मनोहर रे॥ वी०॥ १७॥

करण अपूर्व परम विशुद्धे, तिम ते ग्रंथि आयरे।
भेदीने अंतरमुहूर्त्तमां, आनिवृत्ति करणे जाय रे॥ वी०॥ १८॥

અર્થ:—ત્યાં જેને ભવનો પાર પામવાનો છે, એટલે મોક્ષમાં જે જવાનો છે તેવો કોઈક ભવ્ય મહાત્મા (ભવ્ય જીવ) નિશિત-તીક્ષ્ણ કુઠારની-કુહાડાની ધાર વડે જેમ કાષ્ટની ગાંઠને-ગ્રંથિને તત્કાળ પોતાના (મનોહર=) શ્રેષ્ઠ બળવડે ભેદે તેમ તે ભવ્ય જીવ ગ્રંથિપાસે આય-આવીને અપૂર્વકરણરૂપી પરમ વિશુદ્ધ અધ્યવસાય (રૂપ તીક્ષ્ણ કુહાડાની ધાર) વડે અંતર્મુહૂર્ત્ત માત્રમાં તે ભાવગ્રંથિ ભેદીને શીઘ્ર અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે એટલે અનિવૃત્તિ નામનું ત્રીજુ કરણ પામે છે. ॥ ૧૭ ॥ ૮ ॥

( આનવૃત્તિકરણમાં અંતરકરણ કરવાનો વિધિ )

मिथ्यामोह तणी स्थिति तेहनुं, अंतर्मुहूर्त्त एकोरे।
उदयक्षण उपरे ओलंघी, ते समरथ सुविवेको रे॥ वी०॥ १९॥

अनिवृत्तिकरण विशेषथी अंतर-मुहूर्त्त काल अनूपोरे ।

अंतरकरण करे तिहां वेद्य जे, दलिक अभाव सरुपोरे ॥ वी० ॥ २० ॥

અર્થ:—અનિવૃત્તિકરણ કાળના સંખ્યાત ભાગ વ્યતીત થઇ ૧ સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે તે સમર્થ અને સુવિવેકી જીવ મિથ્યાત્વમોહનીયના (ઉદયક્ષણથી એટલે ) ઉદયના બાકી રાખેલા અંતર્મુહૂર્ત્તથી ઉપર ઓલંઘીને જે (શેષ અંતઃકો૦ કો૦ સાગરો૦ જેટલી ) સ્થિતિ છે, તેમાં પ્રારંભમાં અંતર્મુહૂર્ત્ત કાળ જેટલું અનૂપમ-નિરૂપમ-શ્રેષ્ટ એવું अंतरकरण અનિવૃત્તિકરણ વિશેષથી ( અનિવૃત્તિકરણના અધ્યવસાયથી ) કરે. એ અંતરકરણ તે વેદ્યમાન=ઉદયમાં વર્તતી મિથ્યાત્વ મોહનીયના વેદ્યદ[1]લિકાભાવસ્વરૂપ જાણવું.

जिम वनदव दग्धेंधन ऊखर, पामी ठाम ओल्हाय रे ॥

तिम मिथ्यावेदन वनदव सम, अंतरकरणे थाय रे ॥ वी० ॥ २१ ॥

અર્થ:—વનમાં બળતો દાવાગ્નિ જેમ બળી ગયેલ કાષ્ટવાળું સ્થાન પામીને તથા ઉખર સ્થાન ( વનસ્પતિ રહિત સ્થાન ) પામીને પોતાની મેળે સહજે હોલવાઇ-બુઝાઇ જાય છે, તેમ મિથ્યાત્વનો ઉદય વનના દાવાનળ સરખો છે, તે અંતરકરણનું સ્થાન પામીને ( એટલે જે સ્થાને અંતરકરણ કર્યું છે, તે સ્થાનમાં પ્રવેશ કરતાં ) સ્વત: બુઝાઇ જાય છે ( એટલે મિથ્યાત્વનો ઉદય શાન્ત થઇ જાય છે. ॥ ૨૧ ॥

---

૧ જીવ તે સ્થાને આવે ત્યારે મિથ્યાત્વનાં વેદવા યોગ્ય દલિક (કર્મ પ્રદેશો) ત્યાં ન હોય એવું સ્થાન કરવું તે વેદ્યદલિકાભાવસ્વરૂપ अंतरकरण.

॥૧॥ (મિથ્યાત્વની પહેલી અને બીજી સ્થિતિ.)

अंतरकरण करे मिथ्यात्वनो, स्थिति युग कहे जिन ज्ञानेरे ।
अंतरकरण थकी स्थिति हेठी, पहेली मुहूर्त्त मानेरे ॥ वी० ॥ २२ ॥
तेहथी उपली स्थिति बीजी, तिहां प्रथम स्थिति जाणोरे ।
मिथ्यादलिकनुं वेदन तेहथी, मिथ्याद्रष्टि वखाणोरे ॥ वी० ॥ २३ ॥

અર્થ:—અંતરકરણ કરવાથી મિથ્યાત્વની બે સ્થિતિ થાય છે, એમ શ્રીજીનેશ્વરો પોતાના જ્ઞાનવડે કહે છે. ત્યાં અંતરકરણથી નીચેની સ્થિતિ તે પ્રથમા સ્થિતિ અંતર્મુહૂર્ત્ત માન–પ્રમાણવાળી છે. ॥ ૨૨ ॥ અને તેથી ( અંતરકરણથી ) ઉપરની શેષ સર્વ સ્થિતિ ( જે દેશોન અંતઃકો૦ કો૦ સાગરો૦ જેટલી છે ) તે દ્વિતીયા સ્થિતિ કહેવાય. ત્યાં પ્રથમા સ્થિતિમાં મિથ્યાત્વના દલિકનો ( પ્રદેશોનો ) વિપાકોદય–ઉદય હોય છે, એમ જાણવું, અને ત્યાં મિથ્યાત્વનો ઉદય હોવાથી પહેલી સ્થિતિમાં વર્તતો જીવ ( અંતર્મુ૦સુધી) મિથ્યાદ્રષ્ટિ કહેવાય છે ॥ ૨૩ ॥

અંતરકરણમાં उपशम सम्यक्त्वनी પ્રાપ્તિ.

अंतमुहूर्त्ते ते स्थिति नाशे, नहि मिथ्यादल वेदोरे ।
अंतरकरणना प्रथम समये तिहां, लहे उपशम निरवेदोरे ॥ वी० २४ ॥ ॥૧॥

परमानंद् मगन होइ भट जिम, जीती कटक अशेषरे ।

न्यायवंत हरखे जिम गाढे, न्यायधनागर पेखरे ॥ वी० ॥ २५ ॥

અર્થ:—અંતરકરણથી નીચેની જે પ્રથમા સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણની અને મિથ્યાત્વના ઉદયવાળી છે, તે પ્રથમા સ્થિતિનો અંતર્મુહૂર્તમાં વિનાશ થયે મિથ્યાત્વના દલિકનું વેદન (=મિથ્યાત્વનો ઉદય) જીવને હોય નહિં, તે કારણથી પ્રથમા-સ્થિતિ વિનાશ પામ્યે અંતરકરણમાં પ્રવેશ કરતાં પ્રથમ સમયેજ ત્યાં જીવ સંસારની અભિલાષા રહિત એવું ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે ॥ ૨૪ ॥ ત્યાં સુભટ જેમ સર્વ કટક—સૈન્ય જીતીને પરમહર્ષ પામે, અથવા ન્યાયવંત પુરૂષ ન્યાયથી ઉપાર્જન કરેલું ઘણું ધન જોઇને—મેળવીને જેમ ગાઢ—અત્યંત હર્ષ પામે, તેમ ઉપશમ સમ્યકૃત્વ પામેલો જીવ પણ પરમ આનંદરસમાં નિમગ્ન થઈ જાય છે. (આ ગાથામાં ન્યાય શબ્દથી કર્તાએ પોતાનું ન્યાયસાગર નામ સૂચવેલું છે.) ॥૨૫॥

॥ ઢાલ ૩ જી ॥ ( પ્રથમ ઉપશમ સમ્યકૃત્વમાં દેશવિરતિ અને સર્વવિરતિ )

॥ મારી સહીરે સમાણી ॥ એ દેશી ॥

इणिपरे तुजथी समकित फरस्युं, जेहथी भवजल तरस्युं रे ॥

धन्य धन्य तुम सेवा ॥

एहथी [illegible]नवांछित फल लेवा, ते करवा मुज हेवा रे ॥ धन्य० ॥ १ ॥
तिहां कोई दे[illegible]विरति तस सरसी, सर्वविरति लहे हरसी रे ॥ ध० ॥
मि[illegible] मयण कोद्रवा सरिखुं, उपशम औषध परखुं रे ॥ ध० ॥ २ ॥

અર્થ:—એ પ્રમાણે હે પ્રભુ ! તારા પ્રસાદથી મને સમ્યક્ત્વ સ્પર્શ્યું–પ્રાપ્ત થયું, કે જે સમ્યક્ત્વથી હવે આ ભવ સમુદ્ર તરીશ. હે પ્રભુ ! આપની સેવા ધન્ય છે. ( એટલે તમારી સેવા અતિ ઉત્તમ છે ), વળી આપની સેવાથી મારૂં મનોવાંછિત ફળ ( મોક્ષસુખ ) મેળવવા માટેજ તે તમારી સેવા કરવાની મને હેવા–ટેવ પડેલી છે. ॥ ૧ ॥ વળી ( અનાદિ-કાળથી ભમતાં ભમતાં જીવને જે આ ઉપશમ સમ્યક્ત્વ થાય છે, તે સર્વથી પ્રથ[1]મનું ઉપશમ સમ્યક્ત્વ ગણાય છે. ) તે પ્રથમ[2] ઉપશમ સમ્યક્ત્વમાં કોઇ જીવ तस सरसी–તે પ્રથમ સમ્યક્ત્વ પામવા સાથેજ देशविरति ચારિત્ર પામે છે, અથવા કોઇ જીવ हरसी–હર્ષયુક્ત ( શુભ અધ્યવસાય યુક્ત ) થયો છતો સમકાળે सर्वविरति ચારિત્ર પણ પામે છે. તથા મિથ્યાત્વ તે મદવાળા કોદ્રવા ધાન્ય સરખું છે, અને તે મિથ્યાત્વરૂપી કોદ્રવાનો મદનભાવ ( મીણો ) ઉતારવામાં આ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ ઔષધી સરખું છે એમ જાણવું. ॥ ૨ ॥

---

૧ ઉપશમ સમ્યક્ત્વ જીવને ૫ વાર પ્રાપ્ત થાય છે, તેમાં આ प्रथम उपशमसम्य० ગણાય.

૨ સમ્યક્ત્વ પ્રાપ્ત થવા સાથેજ સમકાળે દેશવિરતિ અથવા સર્વવિરતિ ભાવ પ્રાપ્ત થવો તે પ્રથમ ઉપશમસમ્યક્ત્વમાંજ બને છે, પરન્તુ બીજી ત્રીજી ચોથી કે પાંચમી વારના ઉપ૦ સમ્યક્ત્વમાં નહિં, કારણ કે પ્રાયઃ ચારિત્રપ્રાપ્તિ થયા બાદ ઉપશમશ્રેણિ પ્રારંભનારનેજ એ બીજી વારનું ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

( પ્રથમ ઉપશમ સમ્યકૃત્વમાંત્રિપુંજકરણ )" કર્મગ્રંથમતે.

जलवस्त्रादिकने द्रष्टान्ते, तुज आगम कहे खांते रे ध० ॥

मिथ्यापुंज करे त्रण शोधी, उपशम करी शुभ बोधी रे ॥ ध० ॥ ३ ॥

शुद्ध ने अर्ध विशुद्ध ते बीजो, अविशुद्धे मत रीझो रे ॥ ध० ॥

उपशमथी पडिओ मन वामे, क्षायोपशमिक पामे रे ॥ ध० ॥ ४ ॥

मिश्र तथा मिथ्यात्वन फरसे, कर्ममती इम हरसे रे ॥ ध० ॥

बीजुं क्षायोपशमिक कहिये, उपशम परे पण लहिये रे ॥ध० ॥ ५ ॥

અર્થ:—( હવે મિથ્યાત્વ જે અશુદ્ધ પુંજ છે, તેના ૩ પુંજ થાય છે તે કહેવાય છે—) હે પ્રભુ ? શુભ બોધી–શુભ સમ્યકૃત્વ વાળો અથવા શુદ્ધ અધ્યવસાયવાળો જીવ એ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વે કરીને જળ[1] અને વસ્ત્ર[2] ઇત્યાદિ દ્રષ્ટાન્તને

---

૧–૨ જળ અને વસ્ત્રનું દષ્ટાન્ત આ પ્રમાણે—

जह वेह किंचि मलिणं, दरसुद्धं सुद्धमंबु वत्थ च

एवं परिणामवसा, करेइ सो दंसणं तिविहं ॥ १२२१ ॥ વિશેષા૦ ॥

॥૧૧॥ અનુસારે મિથ્યાત્વ પ્રદેશોના પુંજને ( અશુદ્ધપુંજને ) શોધીને-શુદ્ધ કરીને ૩ પુંજ કરે છે, એમ તારા સિદ્ધાન્તમાં ખંતપૂર્વક ( ઉપકારના પ્રયત્નપૂર્વક ) કહેલું છે ॥ ૩ ॥ તે ૩ પુંજમાં એક **शुद्ध**[3]**पुंज** તથા બીજો **अर्धशुद्ध**[4] **पुंज**, છે, તેમજ ત્રીજો જે **अविशुद्ध**[5]**पुंज** છે તે વડે રીઝવાનુ-હર્ષ પામવાનું[6] નથી. ( એ પ્રમાણે પ્રથમ ઉપ૦ સમ્યક્ત્વથી ૩ પુંજ બને છે). વળી એ ઉપશમ સમ્યક્ત્વથી પડતો જીવ જો " મન વામે " એટલે સુંદર મનવાળો ( શુભ અધ્યવસાયવાળો ) હોય-થાય તો અથવા " મન વામે " એટલે ઉપશમ સમ્યક્ત્વથી વામે-પાછા વળેલા-પતિત મન-અધ્યવસાયવડે **क्षयोपशम सम्यक्त्व** પામે છે. ॥ ૪ ॥ તેમજ ઉપશમ સમ્યક્ત્વથી પડતો જીવ મધ્યમ અધ્યવસાયે મિશ્રસમ્યક્ત્વ અને અશુદ્ધ અધ્યવસાયે મિથ્યાત્વને પણ સ્પર્શે છે-પામે છે. એ પ્રમાણે ઉપશમ સમ્યક્ત્વથી પડીને ત્રણે પુંજનો ઉદય (=મિથ્યાત્વ-મિશ્ર-ક્ષયોપશમ સમ્ય૦ની પ્રાપ્તિ ) " કર્મમતી " કર્મગ્રંથના મતવાળા આચાર્યોજ હર્ષથી કહે છે. ( પરન્તુ સિદ્ધાન્તવાદી આચાર્યો બીજી રીતે કહે છે તે આગળ કહેવાય છે ).

---

અર્થ:-જેમ કોઇક જળ અને વસ્ત્ર એવું મલિન હોય છે, કે તે શુદ્ધ કરવા છતાં પણ શુદ્ધ થતું નથી, કોઇક જળ તથા વસ્ત્ર એવું હોય છે કે શુદ્ધ કરવાથી અર્ધશુદ્ધ-કિંચિત્ શુદ્ધ થાય છે, અને કોઇક જળ વસ્ત્ર એવું હોય છે કે તેને શુદ્ધ કરવાથી સંપૂર્ણ શુદ્ધ થઇ શકે છે, તેમ જીવ પણ અધ્યવસાયવિશેષથી મિથ્યાત્વમોહનીયના કેટલાક પ્રદેશોને શુદ્ધ કરી શકતો નથી, કેટલાક પ્રદેશોને કંઇક શુદ્ધ (અર્ધશુદ્ધ) કરે છે, અને કેટલાક પ્રદેશોને સંપૂર્ણ શુદ્ધ કરે છે. એ પ્રમાણે જીવ મિથ્યાત્વ મિશ્ર અને સમ્યક્ત્વ એમ ૩ પ્રકારનું દર્શનમોહનીય કર્મ કરે છે.

૩ શુદ્ધ પુંજ એટલે **सम्यक्त्व**    ૪ અર્ધ શુદ્ધ પુંજ એટલે **मिश्र मोहनीय**.

૫ અવિશુદ્ધ પુંજ એટલે **मिथ्यात्व मोहनीय**.

૬ અવિશુદ્ધ પુંજ તો મિથ્યાત્વ છે, માટે હર્ષ પામવાનું નથી, અથવા ત્રણે પુંજ બનાવીને પણ હર્ષ પામવાનું નથી, ( પરન્તુ ૩ પુંજ ખપાવીને હર્ષ પામવું તે યોગ્ય છે. )

(એ પ્રમાણે પ્રથમ ઉપશમ સમ્યક્ત્વનું સ્વરૂપ કહીને) હવે બીજું ક્ષયોપશમ સમ્ય૦ કહેવાય છે. ત્યાં આ ક્ષયોપ૦ સમ્યક્ત્વ પણ ઉપશમ સમ્યક્ત્વની રીતે (યથાપ્રવૃત્ત આદિ ૩ કરણ પૂર્વક) પ્રાપ્ત થાય છે.

(અથવા સિદ્ધાન્તના મત પ્રમાણે વિચારીએ તો અહિં બીજો અર્થ એ થાય છે કે) પહેલું ઉપશમ સમ્યક્ત્વ અને બીજું ક્ષયોપશમ સમ્યક્ત્વ છે તેમાં પહેલા ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ જે રીતે અનાદિ મિથ્યાદ્રષ્ટિને કહી તે રીતેજ (૩ કરણ પૂર્વક) ક્ષયોપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ પણ અનાદિ મિથ્યાદ્રષ્ટિને હોય છે. (અર્થાત્ કોઇક અનાદિ મિથ્યાદ્રષ્ટિ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને કોઇ અનાદિ મિથ્યાદ્રષ્ટિ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વ પણ પામે છે. એ રીતે સિદ્ધાન્તમતે અનાદિ મિથ્યાદ્રષ્ટિને બન્ને સમ્યક્ત્વની પ્રાપ્તિ કહી છે, અને કર્મગ્રંથ મતે તો અનાદિ મિથ્યાદ્રષ્ટિને કેવળ એક ઉપશમ સમકિતનીજ પ્રાપ્તિ કહી છે.) ॥ ૫ ॥

(સિદ્ધાન્તમતે ત્રિપુંજકરણ અને સમ્યક્ત્વપ્રાપ્તિ)

मिच्छा ुंज करी त्रण निर्णे, कोई अपूरव करणे रे ॥ ध० ॥
शुद्ध पुंज तिहां वेदतो ज्ञानी, जिनवच ामृत पानी रे ॥ ध० ॥ ६ ॥
उप ाम पाम्या विण तुज नामे, क्षायोपशमिक पामे रे ॥ ध० ॥
यथाप्र त्त करण त्रय क्रमथी, अंतरकर े तुजथी रे ॥ ध० ॥ ७ ॥
जे लहे उप ाम भवजल तरवा, तस त्रणपुंज न रवारे ॥ ध० ॥

आलंबन अलहंती ईयल, जेम सठाण न मूके रे ॥ ध० ॥

मिश्रपुंज अणलाभी उपशमी, तिम मिथ्याने ढूके रे ॥ ध० ॥ ८ ॥

उपशम समकितथी तिण पडिओ, जइ मिथ्यागुण अडिओरे ॥ ध० ॥ ९ ॥

इम सिद्धान्ती निजमत खोले, कल्पभाष्य पण बोले रे ॥ ॥ध० ॥

ते त्रणपुंजनो संक्रम भाखुं, जिनवयणे मन राखुंरे ॥ ध० ॥ १० ॥

અર્થઃ—કોઇ અનાદિ મિથ્યાદ્રષ્ટિ જીવ બીજા અપૂર્વકરણમાં મિથ્યાત્વના નિશ્ચય ૩ પુંજ કરીને તેમાંથી શુદ્ધપુંજને ( સમ્યક્ત્વ મોહનીયને ) વેદતો છતો તે જ્ઞાની જીનવચનરૂપી અમૃતનું પાન કરનારો થાય છે ( એટલે ક્ષયોપશમ સમ્યગ-દૃષ્ટિ થાય છે. ) ॥ ૬ ॥

હે પ્રભુ ! ત્હારા નામના સ્મરણ વડે ( સિદ્ધાન્તમતે ) ઉપશમ સમ્યક્ત્વ પામ્યા વિના પણ અનાદિ મિથ્યાદ્રષ્ટિ જીવ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે છે, અને બીજો જે કોઇ અનાદિ મિથ્યાદ્રષ્ટિ જીવ ભવ સમુદ્ર તરવા માટે ત્હારા નામના સ્મરણથી અનુક્રમે યથાપ્રવૃત્ત આદિ ૩ કરણ કરી (પૂર્વે કહ્યા પ્રમાણે) અંતરકરણમાં ઉપશમ સમ્યક્ત્વ પામે છે તો તે જીવને (ઉપશમ સમ્યગ્દ્રષ્ટિને) ૩ પુંજ કરવાના હોતા નથી, તે કારણથી ઇલિકા-ચેળ પોતાનો મુખ ભાગ અગ્રે લંબાવીને પણ જેમ આગળ આલંબન ન પામવાથી પોતાના પશ્ચાત્ભાગવાડે આક્રમેલા પ્રથમ સ્થાને પુનઃ આવે છે, તેમ આ ઉપશમ

સમ્યગ્દ્રષ્ટિ જીવ પણ મિશ્રપુંજ ( તથા સમ્યક્ત્વપુંજ ) અણલાભી= નહિ પામીને પુનઃ મિથ્યાત્વને ઢૂકે છે-પામે છે. તે કારણથી ઉપશમ સમ્યકૃત્વથી પડેલો જીવ મિથ્યાત્વગુણમાંજ જઇને અટકે છે ॥૭॥ ૮ ॥ ૯ ॥ એ પ્રમાણે સિદ્ધાન્તવાદીઓ પોતાનો મત પ્રગટ કરે છે, અને કલ્પભાષ્યમાં પણ એમજ કહ્યું છે. હવે શ્રી જીનેન્દ્ર વચન ઉપર મન-શ્રદ્ધા રાખીને એ ૩ પુંજનો સંક્રમ કહું છું. ॥ ૧૦ ॥

( ૩ પુંજનો સંક્રમ અને સંજ્ઞા )

मिथ्यादलिकथी पुग्गल खिंची, समकितद्रष्टि विचीरे ॥ ध० ॥
संक्रमावे समकित मीसे, शुभपरिणामे हीसे रे ॥ ध० ॥ ११ ॥
समकितद्रष्टि मीस आकर्षी, समकितमांहि हर्षी रे ॥ ध० ॥
संक्रमावे मिथ्याद्रष्टि, मिथ्यामां गुणपुष्टी रे ॥ ध० ॥ १२ ॥
समकित पुग्गल मिथ्यामांहे, पण मिश्रे नवि चाहे रे ॥ ध० ॥
मिच्छा खीण नहि छे जेहने, ते त्रण पुंज छे तेहनेरे ॥ ध० ॥ १३ ॥

||१३||

मच्छा खीण थये दोय पुंजी, मीस खये एक पुंजी रे ॥ ध० ॥

क्षायिक समकित पुग्गलनाशे, जिन आगम इम भाषे रे ॥ ध० ॥ १४ ॥

**અર્થ:—શુભ પરિણામ વડે હર્ષવંત એવો સમકિત[1] દ્રષ્ટિજીવ विची=વિવેકવાળો થયો છતો મિથ્યાત્વ મોહનીયના પ્રદેશો—પુદ્દગલો ખેંચીને સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમાવે છે-પ્રક્ષેપે છે ( અર્થાત્ સમ્યક્ત્વરૂપે અને મિશ્રરૂપે પરિણમાવે છે ) ॥ ૧૧ ॥ પુનઃ એજ સમ્યક્દ્રષ્ટિ જીવ મિશ્રમોહનીયનાં પુદ્દગલો આકર્ષીને-ખેંચીને હર્ષવાળો થયો છતો સમ્યક્ત્વમોહનીયમાં સંક્ર[2]માવે છે ( એટલે સમ્યક્ત્વમોહનીય રૂપે પરિણમાવે છે ), અને મિથ્યાદ્રષ્ટિ જીવ ( સમ્યક્ત્વનાં અને મિશ્રનાં**

---

૧ ઉપશમ સમ્યગદ્રષ્ટિ અને ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિ જીવ ( દર્શન મોહનીયનો સંક્રમ કરે છે, ) પરન્તુ મિશ્ર સમ્યગ્દ્રષ્ટિ અને સાસ્વાદન સમ્યગ્દ્રષ્ટિ નહિં ( દર્શન મોહનીયનો સંક્રમ કરી શકે નહિં ). તથા ઉદયવતી દ્રષ્ટિનો સંક્રમ પણ થાય નહિં, એટલે મિથ્યાદ્રષ્ટિ જીવ મિથ્યાત્વનો, મિશ્રદ્રષ્ટિ મિશ્રનો, અને ક્ષયોપશમ સમ્યગદ્રષ્ટિ સમ્યક્ત્વનો સંક્રમ કરે નહિં.

૨ સંક્રમાવવાનો ક્રમ આ પ્રમાણે છે કે ઉપશમ સમ્યગદ્રષ્ટિ જીવ ઉપશમ સમ્યક્ત્વના પ્રથમ સમયે સમ્યક્ત્વમાં અલ્પ, અને મિશ્રમાં અસંખ્યગુણ સંક્રમાવે છે. બીજે સમયે સમ્યક્ત્વમાં તેથી ( મિશ્રમાં સંક્રાન્ત થયેલ પ્રથમ સમયના પુદ્દગલોથી ) અસંખ્ય ગુણ, અને મિશ્રમાં તેથી પણ ( એટલે દ્વિતીય સમયે સમ્યક્ત્વમાં સંક્રમેલા પુદ્દગલોથી પણ ) અસંખ્ય ગુણ સંક્રમ કરેછે. એ પરિપાટીએ અંતર્મુ૦સુધી ગુણ સંક્રમ પ્રવર્તીને ત્યાર બાદ ક્રમ પલટાઇને વિધ્યાત સંક્રમનો ક્રમ પ્રવર્તે છે. તથા ક્ષયોપ૦ સમ્યગદ્રષ્ટિ જીવને તો દર્શનમોહનીયનો પ્રાયઃ વિધ્યાત સંક્રમ વિશેષતઃ પ્રવર્તે છે.

||१३||

પુદ્દગલો આકર્ષીને ) મિથ્યાત્વમાં સંક્રમાવે છે, જેથી મિથ્યાત્વ ગુણની પુષ્ટી થાય છે ( એટલે મિથ્યાત્વના પુદ્દગલો વૃદ્ધિ પામે છે. ) ॥ ૧૨ ॥ વળી તે મિથ્યાદ્રષ્ટિ જીવ સમ્યક્ત્વનાં પુદ્દગલોને મિથ્યાત્વમાંજ સંક્રમાવે છે, પરન્તુ મિશ્રને વિષે સંક્રમાવાનું ચાહતો-ઇચ્છતો-કરતો નથી ॥ इति संक्रमः ॥ ( હવે ત્રણ પુંજની સત્તાના વિકલ્પ-ભેદ કહેવાય છે તે આ પ્રમાણે—) સમ્યગ્દ્રષ્ટિ જીવે જ્યાં સુધી મિથ્યાત્વનો-મિથ્યાત્વપુંજનો ક્ષય-વિનાશ કર્યો નથી ત્યાં સુધી તેને ૩ પુંજની સત્તા હોય છે. ॥ ૧૩ ॥ અને મિથ્યાત્વ ક્ષય પામે ત્યારે ૨ પુંજની સત્તા, અને મિશ્ર મોહનીયનો ક્ષય થયે ૧ પુંજ[1] નીજ સત્તા હોય છે, અને જ્યારે સમ્યક્ત્વપુદ્દગલોનો પણ .શ થાય ( એટલે સમ્યક્ત્વપુંજનો ક્ષય થાય ) ત્યારે જીવને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રગટ થાય છે, એ પ્રમાણે શ્રીજીનેશ્વરોના સિદ્ધાન્તમાં કહ્યું છે. ॥ ૧૪ ॥

---

१ एकपुंजी द्विपुंजी वा, त्रिपुंजा वाऽननुक्रमात
दर्शन्युभयवांश्चैव, मिथ्यादृष्टिश्च कीर्तितः ॥ १ ॥
यस्त्रिपुंजीससम्यक्त्वमेवं भुंक्ते विपाकतः
द्विपुंज्यपि च मिश्राख्यमेक पुंज्यपि चेतरत् ॥ २ ॥

અર્થઃ—અનનુક્રમથી ( ઉલટા ક્રમથી ) જે ત્રિપુંજી ( ત્રીજા પુંજના ઉદયવાળો ) છે તે સમ્યગ્દર્શની છે, દ્વિપુંજી ( સમ્યક્પુંજ રહિત ૨ પુંજમાં મિશ્રના ઉદયવાળો ) મિશ્રદ્રષ્ટિ છે, અને ૧ પુંજના ઉદયવાળો નિશ્ચય મિથ્યાદ્રષ્ટિ કહેલો છે. ॥ ૧ ॥ એ પ્રમાણે જે ત્રિપુંજી છે તે વિપાકથી સમ્યક્ત્વને ભોગવે છે, ૨ પુંજવાળો મિશ્રને અનુભવે છે, અને ૧ પુંજની સત્તાવાળો મિથ્યાત્વને અનુભવે છે. ॥ ૨ ॥ ( વિશેષા૦ ગાથા ૫૨૯ ની વૃત્તિમાંથી. )

( સમ્યક્ત્વથી પડવાનું કારણ )

शोधित मयण कोद्रवा थाने, समकित पुद्गल मानेरे
तेहने विरुद्ध तैलादिक पासे, शुद्धपणुं तस नासेरे ॥ ध० ॥ १५ ॥
तिमज कुशास्त्र कुतीर्थ कुसंगे, तस किरिया मनरंगेरे ॥ ध० ॥
मिथ्यामिश्रित समकित जाये, ततक्षण मिथ्या थायेरे ॥ ध० ॥ १६ ॥

અર્થ:—સમ્યક્ત્વનાં ( સમ્ય૦ મોહનીયનાં ) પુદ્ગલ શુદ્ધ કરેલા મીણાવાળા ( એટલે મીણારહિત કરેલા ) કોદ્રવાને સ્થાને માનેલાં છે. ( એટલે મીણારહિત કોદ્રવ સરખાં છે ), તે શુદ્ધ થયેલ કોદ્રવાની શુદ્ધતા જેમ વિરૂદ્ધ તેલ વિગેરેના પાસથી નાશ પામે છે; ॥ ૧૫ ॥ તેમ અન્યદર્શનનાં હિંસાદિ મિશ્રિત કુશાસ્ત્ર, મિથ્યાદ્રષ્ટિનો કુસંગ, અને તે મિથ્યાત્વની ક્રિયાઓમાં મનનો રંગ-હર્ષ ઇત્યાદિ વડે આત્મામાં મિથ્યાત્વની મિશ્રતા થતાં સમ્યક્ત્વ ગુણ જાય છે—નાશ પામે છે. અને તત્કાલ મિથ્યાદ્રષ્ટિપણું પ્રાપ્ત થાય છે ॥ ૧૬ ॥

૧ એ બે ગાથાઓમાં ક્ષયોપશમ સમ્યક્ત્વથી પડવાનું કારણ કહ્યું છે, અને ઉપશમ સમ્યક્ત્વથી પડવાનું કારણ તો અનંતાનુબંધિનો ઉદય અથવા ઉપશમ સમ્ય૦ના અન્તર્મુ૦ કાળની સમાપ્તિ છે.

( સમ્યક્ત્વથી પડીને પુનઃ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનો વિધિ )

**समकितथी पडिओ जो पाछुं, वली समकित लहे आछुंरे ॥ ध० ॥**

**ते त्रण पुंज करे तिहां फेरी, मिच्छ अपूर्वें वेरीरे ॥ ध० ॥ १७ ॥**

*..........................................................................................................

**अनिवृत्ति करण बले ते रसिओ, समकित पुंजे वसिओरे ॥ ध० ॥ १८ ॥**

અર્થઃ—વળી સમ્યક્ત્વથી પડેલો જે જીવ પાછું–પુનઃ ફરી આછું–શ્રેષ્ટ સમ્યક્ત્વ–ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે તો પહેલું-યથાપ્રવૃત્ત કરણ કરીને બીજા અપૂર્વકરણમાં મિચ્છ–મિથ્યાત્વને વેરી-વિખેરી ૩ પુંજ ફરીથી રચે છે ॥ ૧૭ ॥..........................................................................................................................................

.........તથા શુભ અધ્યવસાયવડે રસિક–મનોહર એવો તે જીવ ત્રીજા અનિવૃત્તિકરણના બળવડે સમ્યક્ત્વપુંજને વિષે વસેલો રહેલો હોય છે, ( એટલે તે જીવને ત્રીજા અનિવૃત્તિકરણના બળથી સમ્યક્ત્વપુંજનો ઉદય થતાં ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિ થાય છે.

( વિરતિની પ્રાપ્તિ માટે ૨ કરણ અને પરિણામની હાનિ વૃદ્ધિ )

**समकित परि जिहां विरतिने पावे, आद्य करण बे आवेरे ॥ ध० ॥**

**करण अपूर्व कालने आगे, विराति लही तिहा जागेरे ॥ ध० ॥ १९ ॥**

---

* અહિં ગાથાનું ઉત્તરાર્ધ તૂટેલું હોય તેમ સંભવે છે, છાપેલી પ્રતમાં આ સ્થાને ગાથાનો અંક નથી, તેમ ત્રુટી પણ દર્શાવી નથી.

॥१५॥ अंतर्मुहूर्त्तमां तस लाधे, निज परिणामे वाधेरे ॥ ध० ॥

उंचे नियम नहिं तिहां कोइ, वृद्धि हाणी सम होइरे ॥ ध० ॥ २० ॥

અર્થ:—સમ્યક્ત્વ(ની પેઠે અથવા) પામ્યાબાદ જીવ જ્યાં દેશવિરતિ અથવા સર્વવિરતિ પામવા તત્પર થાયછે તો સમ્યક્ત્વગુણસ્થાને પહેલા ૨ કરણ (યથાપ્ર૦ અને અપૂર્વ) આવેછે--પ્રાપ્ત થાયછે. ત્યા બીજા અપૂર્વકરણના કાળની આગળ (એટલે અપૂર્વ કરણનો અંતર્મુ૦ કાળ વ્યતીત થાય ત્યારબાદ ) તત્કાળ તે જીવ વિરતિ પામીને જાગૃત થાય છે. ( એટલે હિતાહિત કરણીનું ભાન આવ છે. ) ॥ ૧૯ ॥ તે જીવને ૨ કરણવડે દેશવિરતિ વા સર્વવિરતિ અન્તર્મુ૦ માત્રમાં પ્રાપ્ત થાય છે, અને તે વિરતિ પ્રાપ્ત થયા બાદ વિરતિના પ્રથમ સમયથી અન્તર્મુ૦કાળ સુધી તે જીવ પોતાના શુભ પરિણામમાં અવશ્ય વર્ધતો જ રહે છે, અને " ઉંચે " એટલે તેથી ઉર્ધ્વ-આગળ ( એટલે વૃદ્ધિ પરિણામવાળું પ્રથમ અન્તર્મુ૦ વ્યતીત થયા બાદ ) પરિણામની વૃદ્ધિનો કોઇપણ નિયમ ત્યાં રહેતો નથી, જેથી કોઇને વૃદ્ધિ પરિણામ તો કોઇને હીન પરિણામ તો કોઇને સમપરિણામ પણ હોય છે. ( જુઓ કર્મપ્રકૃતિમાં ઉપશમના કરણની ૨૯ મી ગાથાની વૃત્તિઃ ) ॥ ૨૦ ॥

( વિરતિથી પડીને પુનઃ વિરતિ પામવાનો વિધિ )

अनाभोग परिणामनी हाणे, गइ विराति नवि जाणेरे ॥ ध० ॥

अकृतकरण थको ते प्राणी, फिरी लहे विरति सुहाणीरे ॥ ध० ॥ २१ ॥

आभोगे जे विरतिथी खसिया, तिमज मिथ्यागुणे वसियारे ॥ ध० ॥ ॥१५॥

अंतर्मुहूर्त्तमां लहे आछी, जघन्यथकी फिरी पाछीरे ॥ ध०॥ २२ ॥
उत्कर्षे बहु काले भाखी, आद्य करण छे ( बे ) साखीरे ॥ ध० ॥
इणिपरे कर्मप्रकृतिवृत्ति मांहे, तिहां जोज्यो उच्छांहेरे ॥ ध० ॥ २३ ॥

અર્થ:—અનાભોગથી પરિણામની હાનિવડે જે જીવ “વિરતિ ગઇ” એમ જાણતો નથી ( એટલે અનાભોગથી—ઉપયોગ રહિતપણે પતિત થયેલા જે જીવ ) તે જીવ સુખ કરનારી એવી વિરતિને ફરીથી પામે તો અકૃતકરણ છતોજ ( એટલે યથાપ્રવૃત્તાદિ ૨ કરણ કર્યા વિનાજ ) પામે ॥ ૨૧ ॥ અને જે જીવો આભોગથી ( એટલે ઉપયોગ પૂર્વક—બુદ્ધિપૂર્વક ) વિરતિથી ખસી ગયા હોય ( પતિત થયા હોય ) તેમજ વિરતિથી પતિત થઇ મિથ્યાત્વ ગુણસ્થાને પણ જઇ વસ્યા હોય ( એટલે મિથ્યાત્વ પામ્યા હોય ) તો તેવા જીવો ૨ કરણ* કરીનેજ જઘન્યથી અન્તર્મુહૂર્તમાં ( અન્તર્મુહૂર્તને આંતરે ) ફરી પાછી (પુનઃ) “આછી” ઉત્તમ વિરતિ પામે છે ॥ ૨૨ ॥ અને ઉત્કૃષ્ટથી તો ઘણા કાળને આંતરે ( અનંતા કાળે ) વિરતિ પામવી કહીછે, અને તે બાબતમાં [1]આદ્યકરણ સાક્ષીભૂત (થાય)છે. એ પ્રમાણે અધિકાર श्री कर्मप्रकृतिनी वृत्तिमां કહ્યો છે, ત્યાં તે અધિકાર ઉત્સાહથી જોજ્યો. ॥ ૨૩ ॥

---

* અનાભોગથી પતિત જીવો ૨ કરણ કર્યા વિના પુનઃ વિરતિ પામે એમ કહ્યું છે અને આભોગથી પતિત થયેલા જીવો ૨ કરણ કરીને જ વિરતિભાવ પામે એ તાત્પર્ય છે.

૧ ગાથામાં “આદ્ય કરણ છે સાખી રે” એનો સ્પષ્ટ અર્થ સમજાતો નથી. પરન્તુ “આદ્ય કરણ બે સાખી રે” એવું પદ હોય તો ત્રુટનો અર્થ સંપૂર્ણ થતાં સ્પષ્ટ સમજી શકાય કે આભોગથી પડીને પુનઃ વિરતિ પામે તો પહેલાં ૨ કરણ પુનઃ સાક્ષીભૂત (પ્રગટ) થાય છે.

( અપતિત તથા પતિત સમ્યગ્દ્રષ્ટિની ગતિ )

कोइ विराधित समकित फेरी, जे लहे मिथ्या वेरीरे ॥ ध० ॥
छट्ठी नरक लगे ते जाये, समयमते कहेवायरे ॥ ध० ॥ २४ ॥
आउबंध विना उच्छाहे. फिरि समकित अवगाहेरे ॥ ध० ॥
वैमानिक विण आउ न बांधे, कर्ममती मत सांधेरे ॥ ध० ॥ २५ ॥
समकित पतित कहे मत बांधे, उत्कृष्टी स्थिति बांधेरे ॥ ध० ॥
भिन्नग्रंथिने आगमज्ञाने, स्थिति उत्कर्ष न मानेरे ॥ ध० ॥ २६ ॥
इणिपरे भेद मतांतर जाणे, पण संदेह न आणेरे ॥ ध० ॥
निःशंकित तुज वयण आराधे, न्याये तस गुण वाधेरे ॥ ध० ॥ २७ ॥

અર્થ:— કોઈ જીવ મિથ્યાત્વને વેરી—વિખેરી ફેરી—વળી વિરાધનાવાળું સમ્યક્ત્વ પામે એટલે જો સમ્યક્ત્વ પામીને તેની વિરાધના કરે તો તેવો ( ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિ જીવ) છઠ્ઠી નરક સુધી (તે વિરાધિત ક્ષયોપ૦ સમ્યક્ત્વ સહિત) ઉત્પન્ન થાય છે, એમ " સમયમતમાં "—સિદ્ધાન્તમતે કહેવાય છે ॥ ૨૪ ॥

ફિરિ—વળી ઉત્સાહથી આયુષ્ય બાંધ્યા વિના સમ્યક્ત્વ અવગાહે—પામે, તો તે અબદ્ધાયુ સમ્યગ્દ્રષ્ટિ જીવ સમ્યક્ત્વ માં વર્તતો છતો વૈમાનિક સિવાય શેષ આયુષ્ય ન બાંધે એમ કર્મમતી—કર્મગ્રંથના મતવાળા આચાર્યો પોતાનો મત—અભિપ્રાય સાંધે છે—કહે છે ॥ ૨૫ ॥

કોઈ ( એટલે સિદ્ધાન્તી ) કહે છે કે સમ્યક્ત્વથી પતિત થયેલા જીવો ઉત્કૃષ્ટ કર્મસ્થિતિ બાંધતા નથી, અને કોઈ ( એટલે કર્મગ્રંથ વાળા ) કહે છે કે બાંધે છે, વળી સિદ્ધાન્તમાં તો ગ્રંથિભેદ કરેલ જીવને પણ કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ માન્યો નથી ॥ ૨૬ ॥ એ પ્રમાણે સિદ્ધાન્તના અને કર્મગ્રંથના વચનભેદને—અભિપ્રાયભેદને મતાન્તર રૂપે જાણે, પરન્તુ આ સત્ય હશે ? કે અસત્ય હશે ? એવો સંદેહ ન આણે, એવો જીવજ નિઃશંકપણે—શંકા રહિત થયો છતો હે પ્રભુ ? ત્હારા વચનનું આરાધન કરે છે, અને તેવા ન્યાયવડે તે જીવનો આત્મગુણ વૃદ્ધિ પામે છે ॥ ( આ ગાથામાં ન્યાયે એ પદથી કર્તાએ પોતાનું ન્યાયસાગર નામ સૂચવ્યું છે ) ॥ ૨૭ ॥

## ઢાલ ૪ થી ( ૫ પ્રકારના સમ્યક્ત્વનું સ્વરૂપ )

॥ વિનય વહો સુખકાર—એ દેશી ॥

**दर्शनमोह विनाशथीजी, जे निर्मल गुणठाण**
**ते समकित ओघे कह्युंजी, ते भवियण हित आणरे**

॥ जिनजी तुज आणाइयुं रंग ॥

मुज न गमे मिथ्या संगरे ॥ जिनजी० ॥ १ ॥

અર્થ:—દર્શનમોહનીય ( ત્રણ ) કર્મના વિનાશથી ( એટલે ઉદયના અથવા સત્તાના અભાવથી ) જે નિર્મલ ગુણસ્થાન પ્રાપ્ત થાય તે ગુણસ્થાનને અથવા ગુણને ઓઘથી—સામાન્યથી સમ્યક્ત્વ ગુણસ્થાન અથવા સમ્યક્ત્વ ગુણ કહ્યો છે, તેવો સમ્યક્ત્વગુણ ભવિયણના—ભવ્યના હિતને—કલ્યાણને આણ—આણનાર-આપનાર છે. ॥ હે જીનેશ્વર ! મને તારી આજ્ઞાનોજ રંગ લાગ્યો છે, અને તેથી મને બીજા મિથ્યાદ્રષ્ટિ દેવાદિકનો સંગ ગમતો—આનંદ આપતો નથી ॥ ૧ ॥

( ઉપશમ—ક્ષયોપશમ--ક્ષાયિક સમ્યક્ત્વના અર્થ )

मिच्छादरिसण मोहनीजी, उपशमी उपशम जाण

धुर ग्रंथिभेदे कह्युंजी, उपशमश्रेणि प्रमाणरे ॥ जि० ॥ २ ॥

नाश उदीरण मिच्छनोजी, अनुदीरण शम ठाम

क्षय उपशमथी उपजेजी, क्षायोपशमिक नामरे ॥ जि० ॥ ३ ॥

त्रिविध मोह विनाशथीजी, त्रीजुं क्षायिक नाम

॥१७॥

क्षपकश्रेणि चढतां हुअेजी, जेहथी शिवपुर ठामरे ॥ जि० ॥ ४ ॥

અર્થ—મિથ્યાત્વ મોહનીય નામનું જે દર્શનમોહનીય કર્મ (અથવા ત્રણે પ્રકારનું દર્શનમોહનીય કર્મ) ઉપશમી=ઉપશાન્ત થાય ત્યારે તે ઉપશમ સમ્યકત્વ કહેવાય. તેની પ્રાપ્તિ પ્રથમ ગ્રંથિભેદ થતી વખતે કહી છે, તેમજ ઉપશમ શ્રેણિમાં પણ ઉપ૦ સમ્યકત્વની પ્રાપ્તિ થાયછે. ॥ ૨ ॥ તથા "ઉદીરણ મિચ્છનો" એટલે ઉદય આવેલા અથવા ઉદયમાં આવતા મિથ્યાત્વનો નાશ તે ક્ષય, અને "અનુદીરણ" એટલે ઉદય નહિ આવેલા અથવા નહિ આવતા મિથ્યાત્વનો શમ=ઉપશમ રૂપ ઠામ—ભાવ તે ક્ષય અને ઉપશમ એ બે પ્રકારના મિશ્ર ભાવથી ક્ષયોપશમ સમ્યકત્વ નામ ઉપજે છે—થાય છે ॥ ૩ ॥ તથા ત્રણે પ્રકારના દર્શનમોહનીયના વિનાશથી—ક્ષયથી ત્રીજું ક્ષાયિક નામનું સમ્યકત્વ છે, કે જે ક્ષપકશ્રેણિ ચઢતા જીવને હોય છે, અને જેનાથી શિવપુર—મોક્ષનું ઠામ—સ્થાન પ્રાપ્ત થાય છે ॥ ૪ ॥

( ઉપશમ અને ક્ષયોપશમ સમ્ય૦માં તફાવત કહે છે )

विपाक प्रदेशे वेदवुंजी, द्विविध उदय विष्कंभ
उपशम तुं तेहने कहेजी, आगममां स्थिर स्थंमरे ॥ जि० ॥ ५ ॥
नाश विपाकोदय थकीजी, वेदक तेहनुंरे नाम
उपशमि ते नवि संभवेजी, क्षायोपशमिक ठामरे ॥ जि० ॥ ६ ॥

॥१८॥ मिच्छापुग्गल वेदवाजी, शुद्ध अशुद्ध तिहा दोय

विपाक प्रदेशोदय थकीजी, अनुक्रमे समजी जोयरे ॥ जि० ॥ ७ ॥

અર્થઃ—દર્શન મોહનીય કર્મને વિપાકથી વેદવું તે વિપાકોદય, અથવા રસોદય, અને પ્રદેશથી ( રસ રહિત ) વેદવું તે પ્રદેશોદય, એમ બન્ને પ્રકારના ઉદયનો જે સમ્યક્ત્વમાં વિષ્કંભ—અટકાવ—અભાવ હોય તેવા સમ્યક્ત્વને હે જીનેશ્વર ! તું ઉપશમ સમ્યક્ત્વ કહે છે, અને તેથી આગમમાં તારૂં વચન સ્થિર સ્તંભ સરખું દ્રઢ વિશ્વાસ— શ્રદ્ધાવાળુ થાય છે. અથવા આગમમાં એ ઉપશમ સમ્યક્ત્વને પણ સ્થિર સ્થંભ સરખી દ્રઢ શ્રદ્ધાવાળું કહ્યું છે. ॥ ૫ ॥

તથા મિથ્યાત્વનો વિપાકોદયથી નાશ—ક્ષય થવો, અને તેહનું—મિથ્યાત્વનુંજ પ્રદેશોદય રૂપે વેદવું તેનું વેદક એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વ નામછે, અને તેવું ક્ષયોપશમ સ્થાન (તેવો ક્ષયોપશમરૂપ ભાવ) ઉપશમ સમ્યક્ત્વમાં સંભવતો નથી એ પ્રમાણે ઉપશમ અને ક્ષયોપશમ સમ્યક્ત્વમાં જે તફાવત પડયો તે સ્પષ્ટ દર્શાવેછે કે—મિથ્યાત્વનાં શુદ્ધ અને અશુદ્ધ એ બે પ્રકારનાં પુદ્ગલોને વિપાકોદયથી અને પ્રદેશોદયથી વેદવાનો અનુક્રમ સમજી જોવો ( કે જેથી ઉપશમ અને ક્ષયોપશમમાં સ્પષ્ટ તફાવત દેખાશે) તે આ પ્રમાણે—ઉપશમ સમ્યક્ત્વમાં મિથ્યાત્વનો વિપાકોદય અને પ્રદેશોદય એ બન્નેનો અભાવ છે, ત્યારે ક્ષયોપશમ સમ્યક્ત્વમાં મિથ્યાત્વનાં શુદ્ધ પુદ્ગલ ( એટલે સમ્યક્ત્વ મોહનીય ) વિપાકોદયથી વેદાય છે, અને અશુદ્ધ પુદ્ગલો ( એટલે મિથ્યાત્વ મોહનીય ) પ્રદેશોદયથી ( એટલે સમ્યક્ત્વરૂપ શુદ્ધ પુંજપણે ) વેદાય છે ॥ ૭ ॥

( વેદક સમ્યક્ત્વ અને સાસ્વાદન સમ્યક્ત્વનું સ્વરૂપ )

३ णचउ दुग मिच्छा तणांजी, पुंज वपावीरे होय ॥१८॥

शुद्ध पुंज खपतां तिहांजी, अंतिम पुग्गल होयरे ॥ जि० ॥ ८ ॥

तस वेदन तेहने कह्युंजी, वेदक चोथुंरे नाम

उपशम वमतां पांच[illegible]जी, सास्वादन गुणधामरे ॥ जि० ९ ॥

અર્થ:—ચઉ—ચાર અણ—અનંતાનુબંધિ કષાય અને દુગ—મિથ્યાત્વ પુંજ તથા મિશ્રપુંજ રૂપ બે મિચ્છા તણા—મિથ્યાત્વના પુંજને ખપાવી ( ક્ષય કરી ) ને જ્યારે શુદ્ધ પુંજ (સમ્યકત્વ મોહનીય ) ખપતાં ખપતાં છેલ્લા સમયના પુદ્ગલો બાકી રહે, ॥ ૮ ॥ ત્યારે તે છેલ્લા સમયના સમ્યકત્વ પુદ્ગલોનું જે વેદન—ઉદય તે ( અર્થાત્ ક્ષયોપશમ સમ્યકત્વનો છેલ્લો ક્ષય સમય તે ) વેદક નામનું ચોથું सम्यक्त्व કહ્યું છે. તથા ઉપશમ સમ્યક્ત્વ વમતાં ( એટલે ઉપ૦ સમ્ય૦ થી પડતાં ) ગુણના સ્થાનરૂપ ( એટલે બીજા ગુણસ્થાન રૂપ ) सास्वादन નામનું પાંચમું सम्यक्त्व પ્રાપ્ત થાય છે ॥ ૯ ॥

( પાંચે પ્રકારના સમ્યક્ત્વનો કાળ. )

अंतर्मुहूर्त [illegible]कनीजी, उपशम स्थिति उवेख

उत्कर्षे षट आवलीजी, जघन्य समय हुवे शेषरे ॥ जि० ॥ १० ॥

अशुद्ध पुंज जावातणीजी, इच्छा[illegible] तिहां तास

अणकसाय उदये हुएजी, जेहथी उपशम नासरे ॥जि०॥ ११ ॥
उपशमथी पडतां थकांजी, न गयो मिच्छारे जाव
तावत् सास्वादन कह्युंजी, उपशमस्वाद सुहावरे ॥जि०॥ १२॥
अंतर्मुहूर्त्त काळनीजी, उपशम स्थिति गुणखाण
सास्वादन षट आवलीजी, वेदक समय प्रमाणरे ॥जि०॥ १३ ॥
स्थिति सागर तेत्रीसनीजी, साधिक क्षायिक जाण
बमणी स्थिति एहथी कहीजी, क्षयोपशमे एक ठाणरे ॥जि०॥१४॥

અર્થઃ—ઉપશમ સમ્યક્ત્વની જે એક અન્તર્મુહૂર્ત્ત સ્થિતિ કહી છે, તે અન્તર્મુ૦માં ઉત્કૃષ્ટથી ૬ આવલિકા શેષ-બાકી રહે અને જઘન્યથી ૧ સમય શેષ રહે ॥ ૧૦ ॥ ત્યારે જીવ અશુદ્ધપુંજ ભણી ( મિથ્યાત્વે ) જવાની ઇચ્છા કરે ( એટલે મિથ્યાત્વે જવા તત્પર થાય ) તો ત્યાં ( ઉપશમ સમ્ય૦માંજ ) તે જીવને અનંતાનુબંધિ કષાયનો ઉદય પ્રગટ થાય છે, કે જેના ઉદયથી પ્રાપ્ત થયેલા ઉપશમ સમ્યક્ત્વનો નાશ થાય છે ॥ ૧૧ ॥ પરન્તુ તે ઉપ૦ સમ્યક્ત્વથી પડતાં પડતાં હજી જ્યાં સુધી મિથ્યાત્વે ન ગયો (ન પહોંચ્યો) હોય ત્યાં સુધી તે જીવને ઉપશમ સમ્યક્ત્વના આસ્વાદ સરખા સુખ-

વાળું અથવા સ્વભાવવાળું હોવાથી તે સાસ્વાદન સમ્યક્ત્વ કહ્યું છે ॥ ૧૨ ॥ એ પ્રમાણે ગુણોની ખાણરૂપ ઉપશમ સમ્યક્ત્વની સ્થિતિ ઉત્કૃષ્ટથી ૧ અન્તર્મુ૦ કાળની છે, સાસ્વાદનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬ આવલિકા છે, અને વેદક સમ્યક્ત્વની સ્થિતિ ( ૮–૯ મી ગાથાના અર્થમાં કહ્યા પ્રમાણે ) જઘન્ય વા ઉત્કૃષ્ટથી પણ ૧ સમય પ્રમાણની છે ॥ ૧૩ ॥ તથા ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ કંઇક અધિક+ ૩૩ સાગરોપમ જેટલી, તથા ક્ષયોપશમ સમ્યક્ત્વની એકઠાણ સ્થિતિ ( અખંડ સ્થિતિ ) તે ક્ષાયિકથી બમણી એટલે કંઇક અધિક ૬૬ સાગરોપમ જેટલી કહી છે: ( અને ખંડિત[1] સ્થિતિ બે છાસઠ એટલે ૧૩૨ સાગરોપમ પ્રમાણ કહી છે ) ॥ ૧૪ ॥

---

+ મનુષ્યના ભવમાં ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ચારિત્ર લઇ અનુત્તર વિમાનમાં ૩૩ સાગરોપમના આયુષ્યે ઉત્પન્ન થઈ ત્યાંથી ચ્યવી પુનઃ મનુષ્યભવમાં આવી મોક્ષે જાય, તેથી દેશોન ૨ પૂર્વક્રોડ વર્ષ એ મનુષ્ય ભવના અને ૩૩ સાગરોપમ દેવના મળી દેશોન ૨ પૂર્વક્રોડ વર્ષાધિક ૩૩ સાગરોપમ જેટલો ક્ષાયિક સમ્યક્ત્વનો કાળ જાણવો. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવ વિશેષતઃ ત્રીજે ભવેજ મોક્ષ પામે તે આશ્રયિ એ કાળ કહ્યો છે, અન્યથા ક્વચિત્ કૃષ્ણ–શ્રી દુપ્પસહસૂરિ ઇત્યાદિ કોઇ જીવ ૪–૫ ભવે પણ મોક્ષે જાય, પરન્તુ તે અતિ અલ્પ હોવાથી અવિવક્ષિત છે. પુનઃ ક્ષાયિક સમ્યક્ત્વનો એ કાળ ભવસ્થ પ્રાણી આશ્રયી કહ્યો છે, પરન્તુ વાસ્તવિક રીતે તો ક્ષાયિક સમ્યક્ત્વ સાદિ અનન્ત છે.

૧ મનુષ્ય ભવમાં ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી ચારિત્ર ગ્રહણ કરી વિજયાદિ અનુત્તર વિમાનમાંના કોઇ પણ વિમાનમાં ૩૩ સાગરોપમ જેટલા ઉત્કૃષ્ટ આયુષ્ય સહિત બે વાર દેવપણે ઉત્પન્ન થાય, તો મનુષ્યના ભવો અધિક ૬૬ સાગરોપમ જેટલો ક્ષયોપશમ સમ્યક્ત્વનો સતત–અખંડ કાળ છે, અને તે સાધિક ૬૬ સાગરો૦ સંપૂર્ણ થયા બાદ વચ્ચે અંતર્મુહૂર્ત્ત માત્ર મિશ્ર સમ્યક્ત્વ પામીને પુનઃ ક્ષયોપ૦ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય તોપણ પૂર્વોક્ત પદ્ધતિએ બીજા સાધિક ૬૬ સાગરોપમ સુધી તે ક્ષયોપ૦ સમ્ય૦ ટકે છે, એ પ્રમાણે બે છાસઠ સાગરો-

( ભવચક્રમાં કયું સમ્યક્ત્વ કેટલીવાર પ્રાપ્ત થાય? )

उपशम सास्वादन कह्युंजी, आभव वेलारे पंच
वेदक एक वेला हुवेजी, तिमहिज क्षायिक संचरे ॥ जि० ॥ १५ ॥
वार असंख्य उत्कर्षथीजी, क्षायोपशमिक होय
हवे तस गुणठाणां कहुंजी, सांभलजो सहु कोयरे ॥ जि० ॥ १६ ॥

અર્થઃ—ઉપશમ અને સાસ્વાદન સમ્યક્ત્વ " આભવ " ભવસુધીમાં એટલે સંપૂર્ણ ભવચક્રમાં ૫+વાર પ્રાપ્ત થાય છે, વેદક સમ્યક્ત્વ ૧ વાર પ્રાપ્ત થાય છે, તેમજ ક્ષાયિક સમ્યક્ત્વ પણ ૧ વાર પ્રાપ્ત થાય છે, એમ જાણવું. ॥ ૧૫ ॥ તથા ક્ષયોપશમ સમ્યક્ત્વ ઉત્કૃષ્ટથી અસંખ્યવાર પ્રાપ્ત થાય છે. હવે એ સમ્યક્ત્વમાં ગુણસ્થાનો કહુંછું તે સર્વ કોઇ–સર્વજનો સાંભળો.

( સમ્યક્ત્વમાં ગુણસ્થાન પ્રાપ્તિ )

उपशम अड गुणठाणमांजी, अविरत गुणपद रेख

---

પમ એટલે ૧૩૨ સાગરોપમ જેટલો કાળ ક્ષયોપ૦ સમ્યક્ત્વનો કહ્યો તે મિશ્ર સમ્યક્ત્વ અંતરિત કાળ જાણવો. ત્યારબાદ તે જીવ અવશ્ય મિથ્યાત્વ પામે અથવા તો ક્ષપકશ્રેણિ કરી મોક્ષે જાય.

+ એ ૫ વારમાં પહેલીવારનું ઉપશમ સમ્યક્ત્વ અથવા સાસ્વાદન સમ્યક્ત્વ અનાદિ મિથ્યાદ્રષ્ટિને હોય, અને બીજાં ૪ વારનાં ઉપશમ તથા સાસ્વાદન સમ્યક્ત્વ વિશેષતઃ ઉપશમશ્રેણિવંત જીવને હોય. ત્યાં શ્રેણિપ્રારંભકને ઉપશમ અને શ્રેણિથી પડતાને સાસ્વાદન હોય.

॥२०॥

क्षायिक गुणठाणे सवेजी, आदिम त्रण त्रिण शेषरे ॥ जि० ॥ १७ ॥

अविरत गुणठाणा थकीजी, जाव सत्तम गुणठाण

एक वेदक बीजुं इहांजी, क्षायोपशमिक जाणरे ॥ जि० ॥ १८ ॥

सास्वादन सास्वादनेजो, भाखे अंग उवंग

न्याये शिवसुख ते लहेजी, जस तुज आण अभंगरे ॥ जि० ॥ १९ ॥

અર્થ:—ઉપશમ સમ્યક્ત્વ ૮ ગુણસ્થાનોમાં છે, પરન્તુ એ આઠમાં ચોથું અવિરત "ગુણપદ"—ગુણસ્થાન રેખ—પહેલું છે. ( અર્થાત્ * ૧૪ ગુણસ્થાનોમાંથી ૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧ એ આઠ ગુણસ્થાને ઉપશમ સમ્ય૦ હોય છે ), અને પહેલા

---

| | | |
|---|---|---|
| * ૧ લું મિથ્યાત્વ | ૬ ઠું સર્વવિરતિ પ્રમત્ત ચારિત્ર | ૧૧ મું ઉપશાન્ત મોહ |
| ૨ જું સાસ્વાદન | ૭ મું અપ્રમત્ત ચારિત્ર | ૧૨ મું ક્ષીણ મોહ |
| ૩ જું મિશ્ર | ૮ મુ અપૂર્વકરણ | ૧૩ મું સયોગી કેવલિ |
| ૪ થું અવિરત સમ્યક્ત્વ | ૯ મું અનિવૃત્તિકરણ | ૧૪ મું અયોગી કેવલિ. |
| ૫ મું દેશવિરતિ ચારિત્ર | ૧૦ મું સૂક્ષ્મસંપરાય | |

એ ૧૪ ગુણસ્થાન તે જીવને મોક્ષરૂપી મહેલ ઉપર ચઢવાને ૧૪ પગથીઆં સમાન છે.

ત્રણ ગુણસ્થાન સિવાયના શેષ સર્વ ૧૧ ગુણસ્થાનોમાં ક્ષાયિક સમ્યકૃત્વ છે ॥ ૧૭ ॥ તથા ચોથા અવિરત ગુણસ્થાનથી યાવત્ સાતમા ગુણસ્થાન સુધીનાં જે ( ૪-૫-૬-૭ એ ) ૪ ગુણસ્થાન છે, ત્યાં એક વેદક સમ્યકૃત્વ તેમજ બીજું ક્ષયોપશમ સમ્યકૃત્વ પણ જાણવું. ॥ ૧૮ ॥ તથા સાસ્વાદન સમ્યકૃત્વ ફક્ત બીજા સાસ્વાદન નામના એકજ ગુણસ્થાનમાં છે, એ પ્રમાણે ૧૨ અંગ તથા ૧૨ ઉપાંગ વિગેરે સિદ્ધાન્તોમાં કહ્યું છે. શ્રીન્યાયસાગરજી આ સ્તવનના કર્તા કહે છે કે હે પ્રભુ ! જે જીવના હૃદયમાં તારી આજ્ઞા અભંગ-અખંડિત વર્તતી હશે ( એટલે જે જીવ સમ્યકૃત્વવંત હશે ) તેજ જીવ મોક્ષસુખ પામશે. ॥ ૨૯ ॥ इति चतुर्थ ढाल ॥

॥ ढाल ५ मी ॥ ( ૫ સમ્યકત્વમાં પ્રકીર્ણદ્વારો તથા ૧૦ પ્રકારનું સમ્યકૃત્વ )

( શાન્તિસુધારસ કુંડમાં, તું રમે મુનિવર૦ ॥ એ દેશી ॥ )

धन्य धन्य शासन ताह्यरुं, माहरुं जिहां मन लीनरे

क्षण पण तस विण नवि रहे, जिम जलभर विण मीनरे ॥

धन धन शासन ताह्यरुं ॥ ए आंकणी ॥ १॥

અર્થઃ—હે જીનેશ્વર ! તારૂં શાસન અતિ ધન્ય છે, કે જેમાં મારૂં મન અતિશય લીન થયેલું છે. જેમ જળના સમૂહ-વિના માછલું રહી શકે નહિ, તેમ તેના વિના ( એટલે તારા શાસન વિના ) મારૂં મન એક ક્ષણવાર પણ રહી શકતુંનથી॥૧॥ ॥२१॥

( સમ્યક્ત્વ પામ્યા બાદ કેટલાકાળે ચારિત્રાદિકની પ્રાપ્તિ ? )

**देशविरति दरिसण थकी, पलिय पुहुत्तमां जाणीरे**
**अनुक्रम चरण श्रेणि बिहु, संख्य सायरे गुणखाणीरे ॥ ध० ॥ २ ॥**

**અર્થ:—"** દરિસણ થકી " એટલે સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા બાદ " દેશવિરતિ "—દેશવિરતિ ચારિત્ર " પલિય પુહુત્તમાં "—પૃથક્ત્વ પલ્યોપમને અન્તરે ( ૨ થી ૯ પલ્યોપમ કર્મસ્થિતિ વીત્યા-ખપ્યા બાદ ) પ્રાપ્ત થાય છે, તથા દેશવિરતિ પ્રાપ્ત થયા બાદ સંખ્યાતા સાગરોપમ કર્મસ્થિતિ વ્યતીત થયે ( ક્ષય પામ્યે ) ગુણની ખાણરૂપ એવું સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત થાય છે, અને સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત થયા બાદ સંખ્યાતા સાગરોપમ જેટલી કર્મ સ્થિતિ વ્યતીત થયે ઉપશમ શ્રેણિ પ્રાપ્ત થાય છે, અને ઉપ૦ શ્રેણિ પ્રાપ્ત થયાબાદ સંખ્યાતા સાગરોપમ વ્યતીત થયે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે દેશવિરતિ બાદ સંખ્યાત સંખ્યાત સાગરોપમ જેટલી કર્મસ્થિતિઓ વ્યતીત થયે અનુક્રમે ચરણ-ચારિત્ર અને બિહુ શ્રેણિ—બે શ્રેણિ પ્રાપ્ત થાય[1] છે.

---

१ सम्मत्तम्मि उ लद्धे, पलियपुहुत्तेण सावओ होज्जा। चरणोवसमखयाणं, सागरसंखंतरा होंति ॥ १२२२ ॥ श्री विशेषा० ॥

અર્થ–સમ્યક્ત્વ પામ્યા બાદ પલ્યપૃથક્ત્વે શ્રાવક થાય, અને ક્રમશઃ સંખ્યાત સાગરોપમને અંતરે અંતરે ચારિત્રમોહ કર્મનો ઉપશમ તથા ચારિત્રમોહનો ક્ષય હોય છે.

**तेहज भवे हुए तेहने, जेहने सत्तग खीणरे**
**चउ तिय भव उत्कर्षथी, पुव्वबद्धाउने पीणरे ॥ ध० ॥ ३ ॥**
**बद्ध आउ सुर नरकनुं, तेहने तिय भवतंतरे**
**आउ असंख्य नर तिरि तणुं, तस पण चउ भवे अंतरे ॥ ध० ॥ ४ ॥**

**અર્થ**:—પૂર્વે આયુષ્ય ન બાંધ્યું હોય એવા જે જીવને ( "સત્તગ ખીણ=" ) ૪ અનંતાનુબંધિ તથા ૩ દર્શનમોહનીય એ સપ્તક ( સાત પ્રકૃતિ ) ક્ષય પામેલી હોય ( એટલે ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યો હોય ) તો તેવા જીવને તેજભવમાં ચારિત્રની પ્રાપ્તિ તથા ક્ષપક શ્રેણિ પૂર્વક મોક્ષપ્રાપ્તિ હોય છે. પીણ-પરન્તુ પુવ્વબદ્ધાઉને-પૂર્વે આયુષ્ય બાંધેલા જીવને તો ઉત્કૃષ્ટથી ૪ અથવા ૩ ભવે મોક્ષ હોય છે. ॥ ૩ ॥ તેમાં પણ પ્રથમ જેણે દેવનું અથવા નરકનું આયુષ્ય બાંધ્યું હોય ( અને ત્યાર બાદ ક્ષાયિક સમ્યક્ત્વ પામ્યો હોય ) તો તેવા જીવને તિયભવ—[1]ત્રણ ભવનોજ તંત=સંબંધ હોય છે, અને ( આઉ અસંખ ) અસંખ્યાત આયુષ્યવાળા યુગલિક નર-મનુષ્ય અથવા યુગલિક તિરિ તણું-તિર્યંચનું આયુષ્ય બાંધ્યું હોય અને ત્યારબાદ ક્ષા૦

૧ ક્ષાયિક સમ્યક્ત્વના પ્રારંભવાળો ૧ લો મનુષ્યભવ, ૨ જો દેવભવ અથવા નારકભવ, અને ત્રીજા મનુષ્ય ભવમાં મોક્ષ.

સમ્યક્ત્વ પામ્યો હોય તો તેવા જીવને પણ-તો ચઉ-[1]ચાર ભવે અંત-મોક્ષની પ્રાપ્તિ હોય છે. ( અથવા કોઈ જીવ [2]પાંચમે ભવે પણ મોક્ષ પામે છે, એમ શ્રીયશોવિ૦કૃત કર્મપ્ર[3]કૃતિવૃત્તિમાં કહ્યું છે ) ॥ ૪ ॥

( સમ્યક્ત્વની ઓઘથી સ્થિતિ )

**समकित स्थिति होय ओघथी, अंतर्मुहूर्त्त एकरे**

**साहिय खओवसमासरि, सायर छासट्ठि छेकरे ॥ ध० ॥ ५ ॥**

**અર્થ:—ઓઘથી-સામાન્યથી ( એટલે અમુક સમ્યક્ત્વની નહિં પરન્તુ સામાન્યથીજ ) સમ્યક્ત્વની સ્થિતિ જઘન્યથી**

---

૧ ક્ષાયિક સમ્ય૦ ના પ્રારંભવાળો ૧ લો મનુષ્યભવ, ૨ જો યુગલિક મનુષ્યનો અથવા યુગલિક તિર્યંચનો ભવ, ૩ જો દેવભવ, અને ૪ થા મનુષ્યભવમાં મોક્ષ.

૨ ક્ષા૦ સમ્ય૦ના પ્રારંભવાળો ૧ લો મનુષ્યભવ, ૨ જો દેવભવ અથવા નરકભવ, ૩ જો મનુષ્યભવ, ૪ થો દેવભવ અને ૫ મા મનુષ્ય ભવમાં મોક્ષ. જેમ શ્રી દુઃપ્પસહસૂરિનો જીવ પ્રથમ મનુષ્ય ભવમાં ક્ષાયિક સમ્યક્ત્વ પામી હાલ વર્તમાન કાળે દેવભવમાં ગયા છે, ત્યાંથી ચ્યવી આ ભરતક્ષેત્રમાં શ્રી દુઃપ્પસહસૂરિ થશે, ત્યાંથી પુનઃ દેવભવમાં જશે, અને ત્યાંથી ચ્યવી પુનઃ મનુષ્યભવમાં આવી ૫ મા ભવમાં મોક્ષ પામશે. તેમજ શ્રીકૃષ્ણ વાસુદેવ વાસુદેવપણા વાળા મનુષ્યભવમાં ક્ષાયિક સમકિત પામી હાલ ત્રીજી નરકમાં ગયા છે, ત્યાંથી નિકળી મનુષ્ય થઇ ત્યાંથી દેવભવમાં જઇ ત્યાંથી ચ્યવીને પાંચમા ભવમાં શ્રી અમમ નામના તીર્થંકર થઇ મોક્ષે જશે.

૩ આ ૫ ભવનો સંક્ષિપ્ત સાર શ્રી યશોવિ૦વાચક કૃત કર્મપ્રકૃતિવૃત્તિમાં ઉપશમના કરણની ૩૨ મી ગાથાની ટીકામાં કહ્યો છે.

||२३||

અંતર્મુહૂર્ત્ત છે, ( તે ઉપશમ તથા ક્ષયોપશમ આશ્રયિ છે ), અને ઉત્કૃષ્ટ સ્થિતિ ( પૂર્વે કહ્યા પ્રમાણે ) સાધિક ૬૬ સાગરોપમ છેક-સંપૂર્ણ જેટલી છે તે ( ખઓવસમ આસરિ '' એટલે ) ક્ષયોપશમ સમ્યક્ત્વ આશ્રયિ છે. ॥ ૫ ॥

( એક અને અનેકજીવ આશ્રયિ સમ્યક્ત્વની સ્થિતિ )

इग अथवा बहु आसरी, दरिसणनो उपयोग[illegible]
जघन्य उस्कृष्ट थकी कह्यो, अंतर्मुहूर्त्त भोगरे ॥ ध० ॥ ६॥
दर्शन लब्धि शुभ सुरलता, क्षायोपशमादिक रूपरे
अंतर्मुहूर्त्त [illegible], जघन्यथी कहे जिनभूपरे ॥ ध० ॥ ७ ॥
छासठि सायर सवि मिलि, नरभवहिय उत्कृष्टीरे
तेहथी उर्ध्व जो नवि दीये, समकित [illegible] पुष्टिरे ॥ ध० ॥ ८ ॥
तो ते निश्चय शिवपद लहे, ए एक जीवने योगरे
जीव नानाश्रित सर्वदा, दरिसणनो उपयोगरे ॥ ध० ॥ ९ ॥

||२३||

અર્થ:—એક અને બહુ–અનેક જીવ આશ્રયિ દર્શનનાં સમ્યક્ત્વનો—ઉપયોગ–ઉપભોગકાળ તેપણ જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ ૨—૨ પ્રકારનો શાસ્ત્રમાં કહ્યો છે, તેનો વિચાર કરીએ તો એક જીવનો સમ્યક્ત્વ ઉપયોગકાળ બન્ને પ્રકારે અંતર્મુહૂર્ત્ત પ્રમાણનો છે. અને લબ્ધિ તો આ પ્રમાણે—॥૬॥ ક્ષાયોપશમિક આદિ (એટલે ક્ષયોપ૦ અને ઉપશમ) ભાવની દર્શનલબ્ધિ–સમ્યક્ત્વ લબ્ધિરૂપ સુરલતા–કલ્પવલ્લી તે (કોઇ એક જીવ આશ્રયિ) જઘન્યથી અંતર્મુહુર્ત્ત પ્રમાણની શ્રીજીનભૂપે–જીનેન્દ્ર ભગવંતોએ કહી છે, ॥ ૭ ॥ અને એજ સમ્યક્ત્વલબ્ધિ ( એક જીવ આશ્રયિ ) ઉત્કૃષ્ટથી વિચારીએ તો સર્વ મળીને મનુષ્યભવ અધિક ૬૬ સાગરોપમ જેટલી છે. તેથી આગળ–અધિક જો સમ્યક્ત્વરત્ન ની પુષ્ટિ ન કરે ( એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વ જો કાયમ ન રાખે ॥૮॥ તો તેવો જીવ ( ક્ષયોપ૦ સમ્ય૦થીજ ક્ષાયિક સમ્યક્ત્વ પામીને) નિશ્ચય મોક્ષપદ પણ પામે છે, એ પ્રમાણે સમ્યક્ત્વનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ ઉપભોગકાળ ૧ જીવના યોગથી કહ્યો, પરન્તુ જો નાના જીવ ( જગતના ઘણા જીવો આશ્રયિ વિચારીએ તો દર્શનનો–સમ્યક્ત્વનો ઉપયોગ–ઉપભોગકાળ અથવા સ્થિતિ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ સર્વદા–સર્વકાળ છે ॥ ૯ ॥

અહિં ભાવાર્થ એ છે કે—જગતમાં સમ્યક્ત્વની સતત વર્તના એક જીવ આશ્રયિ વિચારીએ તો જઘન્યથી અંતર્મુ૦ તથા ઉત્કૃષ્ટથી સાધિક ૬૬ સાગરોપમ છે, અને જગતમાં અનેક જીવ આશ્રયિ વિચારીએ તો સદાકાળ છે. કારણ કે જગત કોઈપણ વખતે સમ્યક્ત્વ શૂન્ય ( સમ્યક્ત્વી જીવ રહિત ) હોતું નથી.

( એક અનેક જીવ આશ્રયિ સમ્યક્ત્વનું અન્તર )

**अंतर्मुहूर्त्त एकनुं, जघन्य अंतर मन आणरे**

**अर्ध पुद्गल परावर्त्तनुं, तस उत्कृष्ट परिमाणरे ॥ ध०॥ १० ॥**

जीव नानाश्रित नवि होये, समकित अंतर लेशरे
तत्र आवश्यक वृत्तिमां, ए अधिकार विशेषरे ॥ ध० ॥ ११ ॥

અર્થ:--એક જીવની અપેક્ષાએ સમ્યક્ત્વનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે, એમ મનને વિષે વિચારવું, અને સમ્યક્ત્વનું ઉત્કૃષ્ટ અન્તર અર્ધ પુદ્‌ગલપરાવર્ત લગભગ જેટલું છે. ( અર્થાત્ એક જીવ સમ્યક્ત્વ પામી સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઇ પુનઃ એટલા કાળે સમ્યક્ત્વ અવશ્ય પામે છે. ). ॥ ૧૦ ॥ તથા જગતના ઘણા જીવોની અપેક્ષાએ તો સમ્યક્ત્વનું લેશ માત્ર પણ અન્તર હોતું નથી ( કારણકે આ લોક કોઇપણ વખતે સમ્યક્ત્વ શૂન્ય હોય નહિં. ) ત્યાં આ અધિકાર વિશેષતઃ શ્રી આવશ્યકસૂત્રની વૃત્તિમાં કહ્યો છે, ત્યાંથી જાણવો ॥ ૧૧ ॥

( હવે ૧૦ પ્રકારનું સમ્યકત્વ કહે છે. )

दशविध सहज उप[illegible]शथी, उपशम प्रमुख जे पंचरे
अहव निसग्गरुइ भेदथी, दशविध तस [illegible]रे ॥ ध० ॥ १२ ॥
निसग्[illegible]वएस आणारु[illegible], सुत्त बीयरूई अभिरामरे
अभिगमाऽऽभोग [illegible]रिया रूई, संखेव धम्मरु[illegible] नामरे ॥ ध० ॥ १३ ॥

અર્થ:—ઉપશમ વિગેરે જે સમ્યક્ત્વ કહ્યાં છે, તે સહજથી ( સ્વભાવથી ). અને ઉપદેશથી એમ બે બે પ્રકારે ગણતાં ૧૦ પ્રકારનું સમ્યક્ત્વ થાય છે. અહવ–અથવા તસ–તે સમ્યક્ત્વના ૧૦ ભેદનો પરપંચ–પ્રપંચ–વિસ્તાર નિસર્ગરૂચિ ઇત્યાદિ ભેદથી પણ છે તે આ પ્રમાણે—॥૧૨॥ ૧ निसर्गरुचि, ૨ उपदेशरुचि, ૩ आज्ञारुचि, ૪ सूत्ररुचि, ૫ बीजरुचि, ૬ अभिगम रुचि, ૭ आभोग रुचि, ૮ क्रियारुचि, ૯ संक्षेपरुचि, ૧૦ धर्मरुचि એ પ્રમાણે ૧૦ નામવાળા અભિરામ–મનોહર સમ્યક્ત્વના ૧૦ ભેદ છે ॥ ૧૩ ॥

( ૧ નિસર્ગરૂચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

गुरु उप॰ श विण सहजथी, जिनवयणे परतीतरे

जेहने तेहने ज णज्यो, प्रथम निसर्गरुचि रीतरे ॥ ध० ॥ १४ ॥

અર્થ:—ગુરૂના ઉપદેશ વિના સ્વભાવેજ કર્મનો ક્ષયોપશમાદિ થતાં શ્રીજીનેશ્વરના વચન ઉપર પ્રતીતિ–શ્રદ્ધા જે જીવને થાય, તે જીવને પહેલું નિસર્ગરુચિની રીતિવાળું સમ્યક્ત્વ છે, એમ જાણવું ॥ ૧૪ ॥

( ૨ ઉપદેશરુચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

ते सवि गुरु उप॰ शथी, सद्दहे जे जण आप रे

ते उप॰ शरुचि नर कह्यो, इम तुज आगम थाप रे ॥ ध० ॥ १५ ॥

**અર્થ:—** જે જણ-મનુષ્ય તે સર્વે જીનેન્દ્રવચનો ગુરૂના[1] ઉપદેશથી સર્દહે-શ્રદ્ધામાં આણે તેને **ઉપદેશરુચિ** સમ્યક્ત્વ વાળો નર-મનુષ્ય કહ્યો છે. એ પ્રમાણે ઉપદેશરૂચિ સમ્ય૦ નો ભાવાર્થ હે જીનેશ્વર તારા આગમમાં થાપ-સ્થાપન કર્યો છે. ( કહ્યો છે. ) ॥ ૧૫ ॥

( ૩ આજ્ઞારૂચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

**कारण प्रमुख अ॰ाणतो, मुज जिन आणज खेमरे**

**तइय आणारुचि तुं कहे, माषतुषादिक जेमरे ॥ ध० ॥ १६ ॥**

**અર્થ:—** જે જીવ કારણ વિગેરે કંઇપણ વિશેષતા જાણતો નથી, પરન્તુ મારે તો શ્રીજીનેશ્વરની આજ્ઞા એજ ક્ષેમ-કલ્યાણ-કારી અથવા પ્રમાણ છે એટલુંજ માત્ર જાણે તો હે જીનેશ્વર ! તેવા જીવને મા[1]ષતુષાદિક ( માષતુષ મુનિ વિગેરે)ની પેઠે તું **આજ્ઞારુચિ** નામના તઇય-ત્રીજા સમ્યક્ત્વવાળો કહે છે. ॥ ૧૬ ॥

---

૧ કોઇક મહા બુદ્ધિમાન આચાર્ય શિષ્યોને વાચનાદિ આપવાથી, તથા વ્યાખ્યાન આદિ જ્ઞાનોદ્યોતનાં કાર્યોથી કોઇક અવસરે થાકીને ખેદ પામી સ્વેચ્છાએ નિદ્રા આહાર આસન કરતા અને નિશ્ચિંતપણે વર્તતા પોતાના ભાઇ મુનિને જોઇ વિચારવા લાગ્યા કે હું આ મારા જ્ઞાનાદિ ગુણો વડે બહુ અધમ સ્થિતિમાં વર્તું છું, અને આ મારો ભાઇ મુનિ નિશ્ચિંત પણે આનંદમાં મગ્ન રહે છે. આવા વિચારથી તે આચાર્યે મહા જ્ઞાનાવરણીય કર્મ ઉપાર્જન કર્યું. તેની આલોચના પ્રાયશ્ચિત્ત કર્યા વિના આચાર્ય કાળ કરી સ્વર્ગે જઇ ત્યાંથી ચ્યવી

( ૪ સૂત્રરુચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

**सूत्र भणतो समकित लहे, प्रसन्न प्रसन्न परिणामरे**
**गोविंद वाचकनी परे, सुत्तरुई तस नामरे ॥ ध० ॥ १७ ॥**

---

મનુષ્યક્ષેત્રમાં ઉત્તમ કુળમાં મનુષ્યપણું પામી મુનિ મહાત્માઓના પરિચયથી વૈરાગ્ય પામી પુન દીક્ષા ગ્રહણ કરી ગુરૂ પાસે સામાયિકશ્રુત ભણે છે, પરન્તુ પૂર્વબદ્ધ ગાઢ જ્ઞાનાવરણીયકર્મના ઉદયથી એક પદ પણ કંઠાગ્ર થતું નથી, જેથી ગુરૂએ શ્રુતઅભ્યાસમાં અસમર્થ જાણી સામાયિક શ્રુતનો સંક્ષેપ અર્થ **मारुष्य मातुष्य** ( કોઇ પ્રત્યે રોષ ન કરવો તેમજ કોઇ પ્રત્યે સંતોષ–રાગ પણ ન રાખવો એવા અર્થવાળું ) એ પદ ગોખવા આપ્યું, તે પણ યથાર્થ મુખે ન થવાથી અને ભૂલી જવાથી તે પદને બદલે અતિહર્ષથી **माषतुष** પદ મોટી ઉદ્‌ઘોષણા પૂર્વક ગોખે છે, તેથી એ મુનિનું પણ **माषतुष मुनि** એવું નામ ત્યાં ખેલતા બાળકો વડે પ્રસિદ્ધ થયું. પુનઃ " માષતુષ " એ અશુદ્ધ પદ પણ ભૂલી જતાં હસતા બાળકો જ્યારે એમ કહે કે "અહો આ માષતુષ મુનિ મૌન થઇ ગયાછે" ત્યારે એ બાળકોથી પોતાનું નામ સાંભળી માષતુષ પદ યાદ આવે, અને તે બાળકોની અનુમોદના કરે કે તમે આ પદ મને સંભારી આપ્યું તે સારૂ કર્યું. પુન મુનિ મહાત્માઓ મારૂષ્ય માતુષ્ય એ શુદ્ધ પદ ગોખવાની પ્રેરણા કરે ત્યારે તે શુદ્ધ પદ પણ ગોખે, એ પ્રમાણે કંઇક વખત શુદ્ધ પદ અને કંઈક વખત માષતુષ એ અશુદ્ધ પદ ગોખતાં ગોખતાં તે માષતુષ મુનિ કાળક્રમે કેવળજ્ઞાન પામ્યા, અને પરમાનંદસ્વરૂપ મોક્ષ પદ પણ પામ્યા. **इति आज्ञा रुचिसम्यक्त्वे माषतुष मुनि दृष्टान्तः** ॥ પંચાશકજીમાં ૧૧મા પંચાશકે ॥અહિં ગુરૂની આજ્ઞા પ્રમાણેજ માત્ર શ્રુતાભ્યાસની રૂચિ-શ્રદ્ધા હોવાથી માસતુષ મુનિને આજ્ઞા-રૂચિ સમ્યક્ત્વ જાણવું.

અર્થ:—ગોવિંદવાચક[1]ની પેઠે જે જીવ સૂત્ર ભણતાં ભણતાંજ મનની અધિક અધિક પ્રસન્નતા-નિર્મળતા થવાથી સમ્યક્ત્વ પામે તો તે જીવને સૂત્રરુચિ નામનું સમ્યક્ત્વ જાણવું. ॥ ૧૭ ॥

( ૫ મું બીજરૂચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

देसरुई खओवसमथी, सव्वरुई विस्तारीरे
उ·कमां तैलबिंदु परे, बीयरुई भवतारीरे ॥ ध० ॥ १८ ॥

અર્થ:—પાણીમાં પડેલો તેલનો બિંદુ જેમ પ્રથમ દેશભાગમાં ( એક ભાગમાં ) રહી પછી ધીરે ધીરે પાણીના સર્વ ભાગમાં પ્રસરી જાય છે, તેમ તથાપ્રકારના ક્ષયોપશમથી જીવને શ્રીજીનેન્દ્રના અમુક એકાદિ તત્ત્વમાં રૂચિ-શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, તે દેશરૂચિ, ત્યારબાદ તે દેશરૂચિ ધીરેધીરે વિસ્તાર પામતાં શ્રીજીનેશ્વરના સર્વ તત્ત્વોમાં રૂચિ-શ્રદ્ધા થયે સર્વરૂચિ

---

૧ ગોવિંદ નામનો એક બૌદ્ધધર્મનો પરમ ભક્ત હતો તેણે જૈન સિદ્ધાન્તનું તત્ત્વજ્ઞાન જાણવા માટે કપટથી જૈન દીક્ષા ગ્રહણ કરી સાધુ થઈ આચારાંગ આદિ સૂત્ર ભણવા લાગ્યો, ત્યાં સૂત્રનો અર્થ જાણતાં જાણતાં અનુક્રમે તેને બૌદ્ધધર્મની શ્રદ્ધા ઓછી થવા લાગી અને સંપૂર્ણ જૈનધર્મના તત્ત્વોની શ્રદ્ધાવાળો થયો, અનુક્રમે તે ગોવિંદ બૌદ્ધ સમ્યગ્દ્રષ્ટિ થતાં જૈનધર્મના આચાર્ય પણ થયા, અને અનેક જીવોને જૈન તત્ત્વોનો ઉપદેશ આપી પોતે સમ્યગ્દ્રષ્ટિ હોઇ બીજા જીવોને પણ સમ્યક્ત્વ પમાડનારા થયા; અને गोविंद वाचक ના નામથી પ્રસિદ્ધ થયા. અહિં સૂત્રના અભ્યાસની રૂચિ-પ્રીતિથી સમ્યક્ત્વ થયું માટે सूत्ररुचि सम्यक्त्व જાણવું ॥ આત્મ પ્રબોધ ગ્રંથે ॥

રૂપ સંપૂર્ણ સમ્યકત્વ પ્રગટ થાય છે, તે સમ્યકત્વ બીજરુચિ સમ્યક્ત્વ કહેવાય. અર્થાત્ જેમ એક બીજથી અનેક બીજ પેદા થાય તેમ શ્રીજીનેશ્વરના એકજ તત્વની રૂચિ–શ્રદ્ધા પણ અનુક્રમે સર્વ તત્વોની રૂચિ–શ્રદ્ધા ઉત્પન્ન કરે છે, માટે તે ભવસમુદ્રને તારનાર એવું બીજરૂચિ સમ્યકત્વ ગણાય છે ॥ ૧૮ ॥

( ૬ ઠું અભિગમરૂચિ સમ્યકૂત્વનું સ્વરૂપ )

अभिगमरु  सुअनाणने, अर्थथकी अवगा रे
अंग पयन्ना प्रमुख जे, शास्त्र सव्वे निरवा रे ॥ ध० ॥ १९ ॥

અર્થ:—આચારાંગ આદિ શ્રુતજ્ઞાનને જે જીવ અર્થથી અવગાહે–જાણે, અને અંગ ઉપાંગ પયન્ના પ્રમુખ–વિગેરે જે જે શાસ્ત્ર છે, તે સર્વનો નિર્વાહ કરે એટલે તે સર્વનો અર્થ જાણે તે ૬ ઠું અભિગમરુચિ સમ્યક્ત્વ જાણવું. અહિં અભિગમ એટલે " શાસ્ત્રના અર્થનું જ્ઞાન " એ અર્થ જાણવો. ॥ ૧૯ ॥

( ૭ મું વિસ્તારરૂચિ સમ્યકૂત્વનું સ્વરૂપ. )

 द्रव्यना भाव जाण्या  जिणे, सर्व प्रमाणे अशेषरे
सर्व नये तिम तस कहयुं, वित्थाररुई अकले रे ॥ ध० ॥ २० ॥

અર્થઃ—જે જીવે સર્વ દ્રવ્યના સર્વ ભાવ ( એટલે સર્વ વસ્તુસ્વરૂપ ) સર્વ પ્રમાણવડે ( એટલે અનુમાન આદિ સર્વ પ્રમાણવડે ) તેમ સર્વ ( ૭ અથવા ૭૦૦ ઇત્યાદિ અનેક) નયવડે અશેષ–સમસ્તપણે જાણ્યા હોય, અથવા પ્રતિદિન તેજ જાણવા વિચારવામાં વર્તતો હોય તે જીવને કલેશ રહિત (કલુષતા રહિત નિર્મલ) विस्तार रूचि નામનું ૭ મું સમ્યકત્વ હોયછે॥૨૦॥

( ૮ મું ક્રિયારૂચિ સમ્યકત્વનું સ્વરૂપ )

दंसण नाण चरित्त वलि, तिम तिन उत्तम कामरे
सुमति गुप्ति किरिया रुचे, ते किरियारुई नामरे ॥ ध० ॥ २१ ॥

અર્થઃ—દર્શન–જ્ઞાન–અને ચારિત્ર એ ૩ ની જે ઉત્તમ ક્રિયા ( એટલે દર્શનાચાર જ્ઞાનાચાર અને ચારિત્રાચારનું પાલન ), તથા ૫ સમિતિ અને ૩ ગુપ્તિ ઇત્યાદિ ચરિત્ર ધર્મમાં ક્રિયાની રૂચિ હોય તો તેવા જીવને ૮ મું क्रियारुचि નામનું સમ્યકત્વ જાણવું ॥ ૨૧ ॥

( ૯ મું સંક્ષેપરૂચિ સમ્યકત્વનું સ્વરૂપ )

आगम [illegible] नवि हुवे, कुमय कुदिट्ठी विजुत्तरे
संखवरु[illegible] तेहने कहयुं, जिम चिलातीए पुत्तरे ॥ ध० ॥ २२ ॥

અર્થ:—જે જીવ આગમકોવિદ-જૈનસિદ્ધાન્તનો જ્ઞાતા ન હોય, તેમજ કુમત-અન્યદર્શનના શાસ્ત્રજ્ઞાનથી તથા કુદિટ્ઠી-બૌદ્ધધર્મ આદિ અન્યદ્રષ્ટિથી-ધર્મથી પણ વિજુત્ત-રહિત હોય તો તેવા જીવને અતિ અલ્પ ઉપદેશાદિકથી પણ ચિલા[1]તી પુત્રની માફક સંક્ષેપરુચિ નામનું ૯ મું સમ્યકત્વ કહ્યું છે ॥ ૨૨ ॥ આ જીવને પ્રારંભમાં જૈનદર્શનનો સાર અત્યંત સંક્ષેપમાં જાણવાની રુચિ હોય છે, પરન્તુ વિસ્તાર જ્ઞાનને ઇચ્છતો નથી, અથવા આ જીવને અતિ અલ્પ ઉપદેશથી-અથવા જ્ઞાનથી સમ્યક્ શ્રદ્ધા પ્રગટ થાય છે.

( ૧૦ મું ધર્મરુચિ સમ્યક્ત્વનું સ્વરૂપ )

**धम्म अधम्म प्रमुख दव्व, चरण सुय धम्मना भेदरे**

**जे जिनभाषित सद्दहे, ते धम्मरुई निरवेदरे ॥ ध० ॥ २३ ॥**

**ए दशविध दरिसण कह्युं, उत्तराध्ययन मोझाररे**

**अध्ययने अडवीसमें, न्यायसागर सुखकाररे ॥ ध० ॥ २४ ॥**

---

૧ અતિ ક્રૂર કર્મી એવા ચિલાતી પુત્રે મુનિ મહાત્માને ખડ્ગ ઉગામી પૂછયું કે હે મુનિ ! ધર્મ કહે નહિતર આ ખડ્ગ વડે તારો શિરચ્છેદ કરીશ. મુનિએ લાભ જાણી કાયોત્સર્ગ પારી उवसम विवेक અને संवर એ ૩ પદનો ઉચ્ચાર કરી આકાશમાં ઉડી ગયા. ચિલાતી પુત્ર ત્યાંજ ઉભા રહી એ ૩ પદના વિચારમાં ને વિચારમાં વૈરાગ્ય તથા સમ્યક્ત્વ પામી પોતે મુનિ થઈ મહાઘોર તપશ્ચર્યા અને ઉપસર્ગ સહન કરી કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા.

અર્થઃ—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય પ્રમુખ ૬ દ્રવ્ય, ચરણ–ચારિત્ર, તથા શ્રુતધર્મના ભેદ જે શ્રીજીનેશ્વરોએ કહ્યા છે, તે સર્વ ભેદની–ભાવની શ્રદ્ધા કરે તે નિર્વેદ એટલે વૈરાગ્યધર્મ પ્રગટ કરનાર એવું **ધર્મરુચિ** નામનું ૧૦ મું સમ્યક્ત્વ છે॥૨૩॥ અહિં **ધર્મ** એટલે ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય, અથવા ચારિત્રધર્મ અથવા આચારાંગાદિ શ્રુતધર્મ અથવા વસ્તુસ્વભાવ જે શ્રીજીનેન્દ્ર ભગવંતે પ્રરૂપ્યા છે તે પ્રત્યે **રુચિ**–શ્રદ્ધા તે **ધર્મરુચિ** એ વ્યુત્પત્ત્યર્થ છે.

એ પ્રમાણે ૧૦ પ્રકારનું દર્શન=સમ્યક્ત્વ શ્રી ઉત્તરાધ્યયન"સૂત્ર નામના ૩૬ અધ્યયનવાળા શાસ્ત્રમાં "મોક્ષમાર્ગ ગતિ" નામના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે, કે જેનું સ્વરૂપ અથવા જે ૧૦ પ્રકારનાં સમ્યક્ત્વ તે આ સ્તવનના કર્ત્તા **શ્રીન્યાયસાગરજી** મહારાજને સુખ કરનાર છે. અથવા શ્રીન્યાયસાગર કહે છે કે સર્વજીવોને સુખકારી એ ૧૦ પ્રકારનું સમ્યક્ત્વ શ્રી ઉત્તરાધ્યયનમાં ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે. ॥ २४ ॥ **इति ढाल ५ मो समाप्तं ॥**

---

### ॥ ढाल ६ ठ्ठी ॥ ( સ્તવનકર્ત્તાની પ્રભુ પ્રત્યે વિજ્ઞપ્તિ )

માઇ ધન્ન સુપન તું ॥ એ દેશી ॥

**जड जल पण पोते, सिंच्युं काठ न बोले तस संगति लोहु, तेहने पण तस तोले**
**तिम हुं गुणहीणो, तोपण दास तमारो अवगुण उवेखी, प्रभुजी पार उतारो ॥ १ ॥**

અર્થ:—જલ-પાણી પોતે જડ છે ( અજ્ઞાન ) છે, તોપણ તેમાં સિંચેલા-નાખેલા કાષ્ટને ડૂબાવતું નથી, તેમજ તે કાષ્ટના સંગે રહેલા ( કાષ્ટમાં જડેલા ) લોહને પણ તે કાષ્ટની સાથે તોલે છે-તારે છે ( પણ ડૂબાવતું નથી ), તેવી રીતે હે જીનેશ્વર ! હું ગુણહીન લોહ સરખો પણ તમારો દાસ છું, ( એટલે તમે પ્રભુરૂપ કાષ્ટની નૌકા સાથે હું દાસત્વ રૂપે જડાયલો સંબંધવાળો થયો છું ) તો મારા સર્વ અવગુણની ઉપેક્ષા-અવગણના કરી હે પ્રભુ ! મને આ ભવસમુદ્રથી પાર ઉતારો ॥૧॥

तुं गुणमाणि दरियो, उद्धरिया जग जेणे मुजने कांइ न तार्यो, तुज संगति नहि तेणे

अलगो नहिं वलगो, तुं मुज दिलथी देव अविचल पद आपो, ढील तणी शी टेव ॥ २ ॥

અર્થ:—હે પ્રભુ ! તું તો ગુણરૂપી રત્નોનો દરિયો છે, કે જેણે આખા જગતનો તેં ઉદ્ધાર કર્યો છે, તો મને કેમ ન તાર્યો ? સત્ય છે કે તારી મેં સંગતિ ન કરી અને તે કારણથી હે દેવ ! તું મારા દિલથી અલગ જૂદો રહ્યો ( એટલે મેં તને મારા મનથી જુદો માન્યો ), હે દેવ ! તું મારા દિલથી અલગો-દૂર નથી પરન્તુ વળગેલો છે ( એટલે મેં મારા હૃદયમાં તને રાખ્યો છે ) તો હે દેવ ! તમે મને અવિચલપદ-મોક્ષપદ આપો, મને મોક્ષપદ આપવામાં ઢીલ-વિલંબ કરવો એ તમારી શી-કેવી ટેવ છે ? ॥ ૨ ॥

नहि तो मुझ दावे, नहि मूकुं करुं शोर झाली दिल भीतर, घाली करश्युं जोर

जाच्यो किम दीधां, विण शिवसुख जिनराज सहजे जो देशो, तो रहेशे तुम लाज ॥ ३ ॥

અર્થઃ—હે પ્રભુ ! જો તમો મને મોક્ષપદ નહિ આપો તો જ્યારે મારો દાવ-લાગ ફાવશે ત્યારે તમને મૂકું-છોડું નહિ, અને ઘણો શોર-કજીઓ કરીશ, તથા તમને ઝાલીને જોરથી દીલ ભીતર-મારા દિલમાં-મનમાં ઘાલીશ, અને પછી એવા જોરથી પૂરી રાખીશ કે તે વખતે હે પ્રભુ ! તમે મોક્ષપદ આપ્યા વિના કેવી રીતે જશો ? તેથી તમને શીખામણ દઉં છું કે એટલું બધું જોર કર્યે મોક્ષપદ આપશો તેમાં તમારી લાજ-આબરૂ નહિ રહે માટે સહજથી-જોર કર્યા વિના જો મોક્ષપદ આપશો તો તમારી લાજં-આબરૂ પણ રહેશે-સચવાશે ( માટે શીઘ્ર મોક્ષપદ આપો ) ॥ ૩ ॥

अविनय मुज खमज्यो, हुं छुं मूढ अयाण करतां नवि आवे, 'वनतडी जिनभाण
बालक जिम बोले, कालो ग[illegible]लो बोल ते मातपिता मन, लागे अमृत तोल ॥ ४ ॥

અર્થઃ—હે પ્રભુ ? મારો અવિનય ક્ષમા કરજો, હું મૂર્ખ અને અજ્ઞાન છું, હે જીનમાં ભાણુ-સૂર્ય સરખા શ્રીજીનેન્દ્રપ્રભુ! મને વિન'તિ કરતાં આવડતી નથી, તો પણ બાળક જેમ કાલો ઘેલો બોલ બોલે પરન્તુ માતપિતાને મન તો તે ગાંડાઘેલા બોલ અમૃત સરખા લાગે ( તેમ આ મારો કાલી ઘેલી વિનતિ પણ આપ અમૃતસરખી ગણીને સ્વીકારજો ) ॥ ૪ ॥

इणिपरे प्रभु स्तवीओ, समकित लेश विचारे आगम अनुसार, मुज मतिने अनुहोर
संवत ऋतु रस मुनि चंद्र संवत्सर जाणी भादरवे मासे, सित पंचमी गुणखाणी ॥ ५ ॥ 

श्री तपगच्छनायक, श्री विजयरत्न सूरिंद
सुरगुरु जस आगले, कर जोडे मतिमंद
तस राजे पंडित, उत्तमसागर सीस
कहे न्यायसागर प्रभु !, पूरो संघ जगीश । ॥६॥

અર્થ:—એ પ્રમાણે સિદ્ધાન્તને અનુસારે મારી બુદ્ધિના અનુહારે-પ્રમાણમાં સમ્યક્ત્વના લેશ વિચારવડે ( સમ્યકત્વનુ સંક્ષિપ્ત સ્વરૂપ કહેવા વડે ) શ્રીજીનેન્દ્ર પ્રભુની સ્તવના-સ્તુતિ કરી છે. આ સ્તવન રચનાનો સમય (ઋતુ—૬,-રસ ૬, મુનિ ૭ અને ચંદ્ર-૧ એ પ્રમાણે પરન્તુ અંકોની ડાબી ગણત્રી ગણવાની હોવાથી ૬૬૭૧ ને બદલે ૧૭૬૬ નો સંવત-સંવત્સર જાણવો. તથા ગુણની ખાણરૂપ એવી ભાદ્રપદ માસની શુદિ ૫ મ ની તિથિ જાણવી ॥ ૫ ॥

શ્રી તપગચ્છના નાયક ( આચાર્ય ) શ્રી વિજયરત્નસૂરીશ્વર થયા કે જેની આગળ બૃહસ્પતિ સરખા પણ અલ્પ-મતિવાળા થઇને હાથ જોડી ઉભા રહે છે, તે શ્રીવિજયરત્નસૂરીશ્વરના રાજ્યમાં-શાસનમાં શ્રી ઉત્તમસાગર પંડિત થયા, તેમના શિષ્ય श्री न्यायसागरमुनि ( કે જેમણે આ સ્તવન રચ્યું છે ) તે કહે છે કે હે પ્રભુ ! આ સંઘનાં મનોવાંછિત પૂર્ણ કરો ॥ ૬ ॥ इति सम्यक्त्वविचार स्तवननी ६ ठ्ठी ढाल समाप्त ॥

આ સ્તવનનો અર્થ લખવામાં મતિદોષથી મારી જે કંઇ ભૂલચુક રહી હોય તે સુજ્ઞ વાંચકો સુધારી વાંચશે એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે.

લી. ભરૂચ નિવાસી શ્રેષ્ઠિવર્ય શ્રીયુત અનુપચંદનો

વિદ્યાર્થી ચંદુલાલ નાનચંદ. મુ. સિનોર-હાલ મુ. ખંભાત.

॥ इति श्री न्यायसागरमुनिविरचित-श्रीमहावीरस्तुतिगर्भित-श्रीसम्यक्त्वविचार स्तवनस्य भावार्थः श्रीतपागच्छीयगुरूणीजी-श्रीदेवश्रीशिष्या-साध्वीजी श्रीसौभाग्यश्रीजी-सदुपदेशतः समाप्तः ॥

---

ધી સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસમાં
મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું.
ઠે. પાનકોર નાકા—અમદાવાદ.





મળવાનું ઠેકાણું—મુ. ખંભાત.
શ્રી વૃદ્ધિચંદ્રજી જૈન કન્યાશાળાના
માસ્તર ચુનીલાલ કિશોરદાસ.